પ્રકાશન
નં. ૪૮

★ બિસ્મિહી તઆલા ★

# આદાબે ઝિંદગી

## હદીષની રોશનીમાં

: સંપાદક :
(મવ.) મુસ્તફા અલી ટંકારવી (સા.)



પ્રકાશન અને પ્રસારણ વિભાગ
દારુલ ઉલૂમ અરબિય્યહ ઇસ્લામિય્યહ, ભરૂચ
મહમૂદનગર, મુ.પો. કંથારીઆ-૩૯૨૧૬૨
તા. જિ. ભરૂચ (ગુજરાત) ઇન્ડીયા.



# આદાબે ઝિંદગી :

-(મવ.) મુસ્તુફા અલી ટંકારવી


પ્રકાશન નં. : ૪૮

પ્રકાશન વર્ષ : ૧૪૧૪/૧૯૯૪

પ્રત : ૫૦૦

આવૃત્તિ : ચોથી

મૂલ્ય : રૂા. ૧૫=૦૦

પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર મુ. પો. કંથારીઆ
તા. જિ. ભરૂચ–392 162
(Guj.-INDIA)






★ બિસ્મિહી તઆલા ★

પ્રકાશન નં. ૪૮

# આદાબે ઝિંદગી

## હદીષની રોશનીમાં



: સંપાદક :

(મવ.) મુસ્તફા અલી ટંકારવી (સા)

પ્રકાશન અને પ્રસારણ વિભાગ
દારુલ ઉલૂમ અરબિય્યહ ઇસ્લામિય્યહ ભરૂચ
મહમૂદનગર, મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (Guj. INDIA)

# ★ અનુક્રમણિકા ★

| ક્રમ | શીર્ષક | પેજ નંબર |
|---|---|---|
| ૫૫ | ફક્ત મુસ્કુરાહત જ, રડવું આ આદતો અપનાવવી જોઈએ ... ... ... ... ... | ૭૦ |
| ૫૬ | જમણાં અને ડાબા હાથથી કામ લેવું, નિકાહ અને તેના અહકામ ... ... ... ... | ૭૧ |
| ૫૭ | ઓરતની પસંદગી ... ... ... ... ... | ૭૨ |
| ૫૮ | નિકાહનો પેગામ, નિકાહ પહેલાં ઓરતને જોઈ લેવી, નિકાહમાં બરકત, જે લોકોથી નિકાહ કરવા હરામ છે ... ... ... ... | ૭૩ |
| ૫૯ | વલી કોણ છે ... ... ... ... ... ... | ૭૪ |
| ૬૦ | છોકરી (કુંવારી)ની રજા .... .... .... | ૭૫ |
| ૬૧ | મહેર ... ... ... ... .... ... | ૭૬ |
| ૬૨ | નિકાહ માટે ઇસ્તિખારો, કાફિરોના નિકાહ | ૭૭ |
| ૬૩ | નિકાહ માટે ખુત્બો ... ... ... ... | ૭૮ |
| ૬૪ | નિકાહ પછી મુબારકબાદી, જિમ અ (હમબિસ્તરી) વખતે પઢવાની દુઆ, વલીમા ... | ૭૯ |
| ૬૫ | નિકાહના અમુક સુન્નત અમલો ... ... | ૮૦ |
| ૬૬ | તલાક ... .... ... ... ... ... ... | ૮૧ |
| ૬૭ | તલાકના અમુક જરૂરી મસાઇલ ... ... | ૮૨ |
| ૬૮ | ખુલૂઅ ... ... ... ... ... ... ... | ૮૫ |
| ૬૯ | ઇદ્દત ... ... ... .... ... ... ... | ૮૬ |
| ૭૦ | સોગ (શોક) કરવો ... ... ... ... | ૮૭ |
| ૭૧ | લિબાસ (પહેરવેશ) ... ... ... ... | ૮૮ |
| ૭૨ | જ્યારે કોઇ માણસની મરવાની નિશાનીઓ ઝાહિર થાય .... .... .... .... .... | ૯૧ |
| ૭૩ | મય્યિતને નવડાવવાનો મસ્નુન તરીકો ... | ૯૪ |
| ૭૪ | કફનમાં કયા અને કેવાં કપડાં હોવા જોઇએ | ૯૬ |
| ૭૫ | કફન પહેરાવવાનો સુન્નત તરીકો ... .... | ૯૭ |

# ★ અભિપ્રાય ★

**(મવલાના) અલીભાઇ યૂસુફ (સા.) કાવી**
**(નાયબ મોહતમિમ. દારુલ ઉલૂમ ભરૂચ કંથારીઆ)**

મુસલમાન, નબીએ કરીમ હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.)ની પવિત્ર ઝિંદગીને પોતાના જીવનમાં અપનાવશે અને વ લકુમ્ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન્ હસ-નતુન્-ને નજર સમક્ષ રાખી આપ (સલ.)ના સુંદર જીવન ચરિત્રને જીવન ધ્યેય બનાવી લેશે તો દુનિયા અને આખિરતની સફળતા એમના ચરણોમાં નમી પડશે અને દોસ્ત તો દોસ્ત, પરાયા પણ મોહબ્બતની નજરે જોવા લાગશે તથા તબાહી અને બર્બાદીની સ્કીમો બનાવવાવાળાઓ આપને માથાનો તાજ બનાવી લેશે.

મુસલમાનોની પ્રગતિ અને ઉન્નતિના જમાનામાં જે કામ સૈન્ય અને શસ્ત્રોએ કર્યું છે, એ પૂર્વે મુસલમાનોના અખ્લાકની ખૂશબુએ હૃદયો પર વિજય મેળવવાનું કામ કર્યું હતું. બાદશાહો અને ઇસ્લામી હુકૂમતોથી જે કામ ન થયું, તે કામ અવલિયાએ કિરામ (રહ.)ના ઉચ્ચ અખ્લાકે અને દઅવતે ઇલ્લલાહે—દીની આમંત્રણે કોઇ પણ જાતથી જાહેરી અને ભૌતિક સાધન-સામગ્રી વિના કરી બતાવ્યું છે. ખુદા કરે, ફરી આપણે મક્કમ ઇરાદો કરી આ વાતને પોતાના દિલ-દિમાગમાં વસાવી લઇએ કે, આપણી ઇઝ્ઝત અને સન્માન, નબવી જીવન ચરિત્ર અને નબવી અખ્લા-કમાં છે...નબવી જીવન ચારિત્રની માહિતગાર પૂરી પાડનાર એક જામિઅ (સર્વગાહી) અને સવિસ્તૃત કિતાબની લાંબી મુદ્દતથી જરૂર હતી. અલ્લાહ તઆલાએ અમારા નવયુવાન આલિમ મવલાના મુસ્તફા અલી ટંકારવીને એવી એક જામિઅ કિતાબ લખવા પ્રેરિત કર્યા. અલ્લાહે કિતાબને લોકપ્રિયતા આપી અને હાથો હાથ વહેંચાઈ ગઇ એની ચોથી આવૃત્તિ સુધારા-વધારા સાથે આપના હાથોમાં છે. અલ્હમ્દુલિલ્લાહ, નબવી અહાદીષ અને વિશ્વસનીય કિતાબોના હવાલાથી દરેક વાત ટાંકવામાં આવી છે. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે, સંપાદક અને સહાયકો માટે એને નજાતકારક બનાવે, આમીન યા રબ્બલ આલમીન.

# ❋ પ્રસ્તાવના ❋

ઈસ્લામ, એક જીવંત મઝહબ છે.
ઇસ્લામ, સર્વગ્રાહી (જામિઅ) અને સર્વસ્પર્શી જીવન બંધારણ–Constitution of Life–છે.
ઇસ્લામ, પ્રાકૃતિક અને દિવ્ય મઝહબ છે.
ઈસ્લામ, અખ્લાકનો સ્રોત છે.
ઇસ્લામ, આલમગીર–સર્વવ્યાપી દીન છે.
ઇસ્લામ, The system of life–એક જીવનપદ્ધતિ છે,
ઈસ્લામ, The way of life–એક જીવનમાર્ગ છે.
ઇસ્લામે, માનવીય જીવનની કોઇ પણ દિશાને અંધકારમય અને તૃષિત છોડી નથી.
ઈસ્લામ, પ્રત્યેક યુગને અનુરૂપ મઝહબ છે.
ઇસ્લામ, અન્ય ધર્મોની જેમ વાંઝિયેણ ધર્મ નથી.*
ઈસ્લામના અનુયાયીને અન્ય ધર્મોનાં દ્વાર ખખડાવવાની જરૂર નથી, અને નથી જ.
ઇસ્લામના પયગમ્બર (સલ.) સર્વશ્રેષ્ઠ મુઅલ્લિમ છે.
ઈસ્લામનું શિક્ષણ અજોડ અને અનુપમ છે.

---

*આજના કહેવાતા પ્રગતિવાદીઓ ઈસ્લામને Out of day–જુનાપુરાણા મઝહબમાં ખપાવે છે, એ એમના ઈસ્લામી જ્ઞાન અને ઈસ્લામી અભ્યાસના અભાવને જ આભારી છે.



નજર સમક્ષની કિતાબ "આદાબે ઝિંદગી" મારા મજકૂર વિધાનોને સમજાવવામાં આંશિક રીતે સહાયરૂપ થશે, ઈન્શા અલ્લાહ. ખરે, મારા મિત્ર **મવલાના મુસ્તફા અલી ટંકારવીએ** અથાગ પરિશ્રમને અંતે અત્યંત ઉપયોગી માહિતીને સરળ ગુજરાતી ભાષામાં એકત્ર કરીને ગુર્જર મુસ્લિમ સમાજ પર ભારે ઉપકાર કર્યો છે. આજે ગુજરાતી મુસ્લિમ સમાજમાં વિશેષતઃ આલિમ વર્ગમાં લેખકોનું પ્રમાણ લોટમાં મીઠા બરાબર છે, એવા સમયે મવલાનાનો આ સંનિષ્ઠ પ્રયાસ મુબારકબાદ અને દાદને પાત્ર છે.

"આદાબે ઝિંદગી" ઘણી લોકપ્રિય અને લોકોપયોગી પુરવાર થઈ છે. એની ત્રણ-ત્રણ આવૃત્તિઓ ચપોચપ ઉડી ગઈ હતી. લોકોની અદમ્ય માંગને વશ થઈ ભાષાકીય અને વ્યાકરણીય સુધારા-વધારા સાથે એની ચોથી આવૃત્તિ બહાર પડી રહી છે.

અલ્લાહ તઆલા સંપાદકના આ પ્રયાસને કબૂલિયતથી નવાઝે, એમના ઉત્સાહમાં પ્રતિદિન વૃદ્ધિ કરે અને એમની લેખન-શક્તિને હજુ વધુ ખીલવે, આમીન !

ખાકસાર

**-હસન ભડકોદ્રવી**

૭-૭-'૯૨ (પ્રકાશન અને પ્રસારણ વિભાગ)

દારુલ ઉલૂમ ભરૂચ-કંથારીઆ જિ. ભરૂચ.







## ખાવાની સુન્નતો અને આદાબ :

૧. ખાવાથી પહેલાં બન્ને હાથ ધોવા. (તિરમિઝી)

૨. એવી નિય્યતથી ખાવું કે, તેના હુકમથી તેની ઈબાદત ઉપર તાકાત હાસિલ કરવા માટે ખાઈ રહ્યો છું. (અત્તરગીબ)

૩. બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢીને ખાવાનું શરૂ કરવું.

૪. જમણા હાથથી ખાવા ખાવું. (મુસ્લિમ)

૫. ત્રણ આંગળીઓથી ખાવું. જરૂરત વખતે ચોથી આંગળીનો પણ ઉપયોગ કરી શકાય છે. (અત્તરગીબ)

૬. થોડાક માણસો સાથે ભેગાં બેસીને ખાવું. (અબૂ દાવૂદ)

૭. ખાવામાં એબ ન શોધે, બુરાઈ ન કરે, પસંદ ન હોય તો ખામોશીના સાથે છોડી આપે. એટલા માટે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતે મુબારકા એવી જ હતી. (ઝાદુલ મઆદ)

૮. ખાવાની મહેફિલમાં જે માણસ વડીલ હોય તેનાથી જ ખાવાનું શરૂ કરાવે. (મુસ્લિમ)

૯. ખાતી વખતે અડુગળું બેસે એટલે કે બન્ને ગૂંઠણોને ઊભા રાખે અથવા તો એક પગ બીછાવી બીજા ગૂંઠણને ઊભા રાખી ખાવું ખાય. (ઝાદુલ મઆદ)

૧૦. ખાવાની શરૂમાં બિસ્મિલ્લાહ કહેવાનું જો ભૂલી જાય તો બિસ્મિલ્લાહિ અવ્વલહૂ વ આખિરહૂ પઢે. (ઝાદુલ મઆદ)

૧૧. ખાતી વખતે ખાવાની કોઈ ચીઝ અથવા કોઈ કોળીયો નીચે પડી જાય તો તેને સાફ કરી ખાઈ લેવો જોઇએ.



શેતાનના માટે તેને ન છોડવો જોઈએ.
(ઈબ્ને માજહ, મુસ્લિમ)

૧૨. જોડા ઉતારીને ખાવું. (દારમી)

૧૩. ખાવામાં જેટલા હાથ ભેગા થશે, એટલી જ બરકત થશે. (મિશ્કાત)

૧૪. ખાતી વખતે કોઇ માણસ આવી જાય તો તેને ખાવાનું પૂછી લેવું જોઇએ. (ઈબ્ને માજહ)

૧૫. ખાધા પછી હાથ ધોવે અને કુલ્લી પણ કરે.

૧૬. ખાધા પછી અલ્હમ્દુલિલ્લાહ અને મન્કૂલ દુઆ એટલે કે "અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અત્અમ-ના વ સકાના વ જ-અ-લના મિનલ મુસ્લિમીન" પઢે. જે નેઅમતના શરૂમાં બિસ્મિલ્લાહ અને અંતમાં અલ્હમ્દુલિલ્લાહ હોય છે, કિયામતના દિવસે તે નેઅમતના વિષે પૂછપરછ નહી થાય. (ઈબ્ને હિબ્બાન) ખાધા પછી આંગળીઓ ચાટી લેવામાં આવે. પહેલાં વચલી મોટી આંગળી, તેના પછી કલિમાની આંગળી, પછી અંગૂઠાને ચાટી લેવામાં આવે. (તબરાની)

૧૭. દસ્તરખ્વાન પહેલાં ઉઠાવી લેવામાં આવે. પછી ખાવાવાળાઓ ઉઠે. (ઈબ્ને માજહ)

૧૮. ખાધા પછી નીચેની દુઆ પઢે : અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અત્અ-મની હાઝત્તઆ-મ વ રઝકનિહી મિન ગયરી હવલિમ્મ મિન્ની વલા કુવ્વતિન (અબૂ દાવૂદ) અને કોઈ બીજાના દસ્તરખ્વાન પર ખાઇ તો આ દુઆ પઢે : અલ્લાહુમ્મ અત્ઈમ મન અત્અમની વસ્કિ મન સકાની.

૧૯. ખાવા જો એક પ્રકારનું હોય તો આપ (સલ.) પોતાના

તરફથી જ ખાતા હતા અને જો ભાતભાતનું હોય તો આપ (સલ.) બીજાની તરફથી પણ ખાતા હતા. (ઝાદુલ મઆદ)

૨૦. ઘણું જ ગરમ ખાવા કે જેમાંથી વરાળ નીકળતી હોય તો આપ ખાતા ન હતા. (ઝાદુલ મઆદ)

૨૧ આપ ટેક લગાવીને ખાણું ખાતા ન હતા.

## પીવાની સુન્નતો :

૧. જમણા હાથથી પાણી પીએ. કારણ કે ડાબા હાથથી શેતાન પીએ છે. (મુસ્લિમ, તિરમિઝી)

૨. ત્રણ શ્વાસથી પાણી પીવું જોઈએ અને દરેક શ્વાસ વખતે વાસણ મોંથી અલગ રાખવું જોઇએ. (તિરમિઝી)

૩. પીવાની ચીઝમાં ફૂંક ન મારવી જોઈએ. (અબૂ દાવૂદ)

૪. હુઝૂર (સ. અ. વ.)ને ઠંડુ અને મીઠું પાણી વધારે પસંદ હતું. (ઝાદુલ મઆદ)

૫. હુઝૂર (સ. અ. વ.)ની આદતે મુબારકા બેસીને પાણી પીવાની હતી અને સહીહ રિવાયતોમાં આપથી નકલ કરવામાં આવે છે કે, આપ ઊભા થઈને પાણી પીવાની મનાઈ ફરમાવતા હતા. હા, આબે ઝમઝમ અને વુઝૂથી બચેલા પાણીને ઊભા થઇ પીવું સુન્નત છે. (ઝાદુલ મઆદ)

## સૂવાના આદાબ :

૧. ઈશાની નમાઝ પછી સૂવું જોઇએ. એટલા માટે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઇશા પહેલાં કદી સૂતા ન હતા. (ઝાદુલ મઆદ)

૨. સૂતા પહેલાં વુઝૂ કરી લેવું જોઇએ. હુઝૂર (સ. અ. વ.) સૂતાં પહેલાં વુઝૂ ફરમાવતા હતા.
૩. આપ સૂતાં પહેલા બિસ્તર કપડાથી ખંખેરી લેતા હતા. એટલે ખંખેરવું પણ સુન્નત છે. (ઝાદુલ મઆદ)
૪. પોતાના ઘરવાળાઓ સાથે થોડીક વાતચીત કરી લેવી જોઇએ. એટલા માટે કે હુઝૂર (સ. અ. વ.) પોતાના ઘરવાળાઓ સાથે થોડીક વાતચીત અથવા લોકોના હાલાતની તહકીક ફરમાવતા હતા. (નશ્રુત્તીબ)
૫. મુખ્તલિફ દુઆઓ હુઝૂર (સ. અ. વ.)થી સૂતાં પહેલા પઢવું નકલ કરવામાં આવે છે. જેમ કે રબ્બી કીની અઝા બક યવમ તબઅસુ ઇબાદક (શમાઇલ) અને જ્યારે બિસ્તર પર તશરીફ લઇ જતા તો અલ્લાહુમ્મ બિસ્મિક અમુતુ વઅહયા પઢતા હતા. તેમજ કુલ હુવલ્લાહ, કુલ અઊઝુ બિરબ્બિલ ફલક, અને કુલ અઊઝુ બિરબ્બિન્નાસ પઢીને પૂરા બદન ઉપર એવી રીતે બન્ને હાથો પર ફૂંક મારી દમ કરે કે માથાના ઉપરના બાલથી શરૂ કરી બદનની આગળનો હિસ્સો, પાછળનો હિસ્સો અને જ્યાં જ્યાં પણ હાથ પહોંચે પહોંચાડી આપે. ઉપર બતાવેલ સૂરતો સિવાય અલિફ લામ મીમ સજદહ, સૂરએ તબારક, આયતુલ કુરસી તેમજ સૂરએ બકરહની છેવટની બે આયતો પઢવી પણ સુન્નત છે. કુલ યા અય્યુહલ કાફિરૂન પઢવું પણ આપથી સાબિત છે. એટલે કુલ મળી ૪ કુલ, આયતુલ કુરસી, તસ્બીહાતે ફાતેમાં (૩૩ વખત સુબ્હાનલ્લાહ, ૩૩ વખત અલ્હ–મ્દુલિલ્લાહ અને ૩૪ વખત અલ્લાહુ અકબર પઢવું) અને ઉપર વર્ણવેલ દુઆઓ ખાસ પઢવી.

૬. સૂઈને ઉઠી અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અહ્યાના બઅદમા અમાતના વ ઈલયહિન્નુશૂર પઢી લેવામાં આવે. (શર્હે શમાઈલ)

૭. સૂતી વખતે પોતાનો સીધો રુખ્સાર મુબારક આપ (સલ.) પોતાના સીધા હાથની ઉપર રાખતા. એ પ્રમાણે સૂવું જોઇએ. (શમાઈલે તિરમિઝી)

૮. જરૂરતથી વધુ ન આપ સૂતા હતા અને જરૂરત પૂરતું સૂવાથી ન આપ રુકતા હતા. (મદારિજુન્નુબુવ્વહ)

૯. જ્યારે આપ (સ. અ. વ.) સૂવાની જરૂરત અનુભવતા તો આપ જમણી કરવત સૂઈ અલ્લાહનો ઝિક્ર કરતા રહેતા, ત્યાં સુધી કે ઊંઘ ન આવી જાય. (ઝાદુલ મઆદ) આ છે તરીકો અલ્લાહના રસૂલ (સ. અ. વ.)નો. દરેક મુસલમાને એના ઉપર અમલ કરવો જોઈએ.

## દાઢી તેમજ મૂંછના વાળ કતરાવવાના આદાબ :

૧. મૂંછોને ખૂબ સારી રીતે કતરાવવી જોઈએ. (તિરમિઝી)

૨. એક મુઠ્ઠીભર થઈ ગયા પછી દાઢીના જમણી અને ડાબી બાજુએથી તેમજ નીચેથી વધારાના વાળ લેવા જાઈઝ છે. એક મુઠ્ઠીથી કમ વાળ લેવા હરગીઝ જાઇઝ નથી.

૩. શરીઅતની હદમાં રહી દાઢીનો ખત બનાવી શકાય છે. માથા તેમજ દાઢીના બાલોમાં તેલ નાખી ઠીક કરવા જોઈએ. (મોઅત્તા ઈમામ માલિક)

૪. નાફની નીચેથી તેમજ બગલ અને નાકના બાલોને લેવા જોઇએ. (બુખારી, મુસ્લિમ) ૪૦ દિવસ વીતી જાય અને બાલ ન લે તો ગુનેહગાર થાય છે.

૫. દાઢીના સફેદ બાલોને મેંદી–ખિજાબ કરી શકાય છે. કાળો ખિજાબ કરવો જાઇઝ નથી. (બેહિશ્તી ગોહર)

## નખ કાપવાનો સુન્નત તરીકો :

હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમુક રિવાયતોના મુતાબિક નખ મુબારક જુમેરાતના દિવસે લેતા હતા અને બીજી અમુક રિવાયતોમાં જુમ્આના દિવસે કાપતા હતા. માટે જુમ્આ તેમજ જુમેરાત બન્ને દિવસોમાં કાપવું સુન્નત છે. હાથના નખ મુબારક આ પ્રમાણે લેતા :

**જમણો હાથ :** પહેલાં શહાદતની આંગળી, ત્યાર બાદ એની સાથેની બધાંથી મોટી આંગળી, ત્યાર બાદ એની સાથેની અને પછી બધાંથી નાની આંગળી. અંગૂઠાના નખ હજુ કાપતા ન હતા ત્યાર પહેલાં ડાબા હાથના નખ શરૂ કરતા.

**ડાબો હાથ :**–બધાંથી પહેલાં છેલ્લી અને બધાંથી નાની આંગળી, ત્યાર બાદ એની સાથેની, ત્યાર બાદ વચલી બધાથી મોટી, ત્યાર બાદ એની સાથેની અને અંગૂઠા મુબારકને. સૌથી છેલ્લે જમણા હાથના અંગૂઠા મુબારકના નખ આપ લેતા હતા.

**જમણો પગ :**–સૌથી પહેલાં બધાંથી નાની અને છેલ્લી આંગળીથી આપ શરૂ કરતા અને તરતીબથી કાપી અંગૂઠાનો પણ નાખૂન આપ લેતા હતા.

**ડાબો પગ :**–ડાબા પગમાં પણ એ જ પ્રમાણે સૌથી પહેલાં બધાંથી નાની અને છેલ્લી આંગળીનો નખ આપ લેતા અને તરતીબના સાથે અંગૂઠા પર આપ ખતમ કરતા. એટલે સૌથી છેલ્લે ડાબા પગ મુબારકનો અંગૂઠો લેતા.

(મદારિજુન્નુબુવ્વહ)

## પેશાબ–પાખાનામાં જવાના આદાબ :

૧. જ્યારે સંડાસની અંદર જાય તો ડાબા પગથી દાખલ થાય અને માથું ઢાંકી અંદર જાય, ઉઘાડા માથે નહિ. (ઝાદુલ મઆદ)

૨. એવી અંગૂઠી પહેરેલ હોય કે જેના ઉપર અલ્લાહ અને તેના રસૂલનું નામ મુબારક હોય તો બહાર કાઢીને જાય. (નસઈ) તાવીઝના ઉપર કપડું સીવી લીધું હોય તો તેના સાથે જવું જાઈઝ છે.

૩. જ્યાં સુધી અંદર રહે, કોઇ વાતચીત ન કરે. (મિશ્કાત)

૪. અંદર જતાં પહેલાં મસ્નૂન દુઆ એટલે "અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનલ ખુબસી વલ ખબાઈસ" પઢે. (તિરમિઝી)

૫. બેસીને પેશાબ કરે. ઊભા રહી પેશાબ કરવું મનઅ છે. (તિરમિઝી)

૬. જે નાપાકી આગળ અને પાછળના ભાગમાંથી નીકળે તેનાથી ઈસ્તિનજો કરી પાકી હાસિલ કરવું જરૂરી છે. ચાહે માટીના ઢેલાથી. (શામી)

૭. સંડાસમાં જો છીંક આવે તો દિલમાં જ અલ્હમ્દુ–લિલ્લાહ કહે, જબાનથી કહેવાની જરૂરત નથી.

૮. પછી જ્યારે ફારિગ થઇ બહાર નીકળે તો જમણો પગ પહેલાં બહાર રાખે અને પછી આ દુઆ પઢે. "ગુફરાનક અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અઝહબ અન્નીલ અઝા વ આફાની."

૯. જ્યારે બંધ મકાનના સિવાય કોઇ ખુલ્લી જગ્યામાં પેશાબ–પાખાના માટે જવાનું હોય તો નરમ જગા

પેશાબ માટે તલાશ કરવી જોઇએ. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પહેલાં નરમ જમીન શોધતા અને ન મળતી તો કોઇ લાકડી વડે તેને નરમ બનાવતા પછી પેશાબ ફરમાવતા, જેથી પેશાબના છાંટાઓથી રક્ષણ મેળવી શકાય. (ઇબ્ને સઅદ)

૧૦. ગુસલખાનામાં પેશાબ કરવાથી ખાસ એહતિયાત કરવામાં આવે. હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે તમારામાંથી કોઇ ગુસલખાનામાં પેશાબ ન કરે કારણ કે, એનાથી જ વધુ પડતા શૈતાની વસવસાઓ આવે છે. (અબૂ દાવૂદ)

૧૧. મસ્જિદના દરવાજા પાસે, કબ્રસ્તાનમાં અથવા કોઇ જાનવરના દરમાં પેશાબ કરવાની મનાઈ છે.

૧૨. પેશાબ કરતી વખતે પેશાબની જગ્યાને જમણા હાથથી ન પકડે અને હાથપાણી પણ જમણા હાથથી ન લે. (બુખારી, મુસ્લિમ)

## ।મસ્વાકની અહમિયત અને આદાબ :

ઇસ્લામની એક ઘણી જ મોટી અને મહત્ત્વની સુન્નત મિસ્વાક છે. ઉમ્મતના એક મોટા ભાગના વર્ગે એનો ત્યાગ કર્યો છે. હઝરત રસૂલે પાક (સ. અ. વ.)નું ફરમાન છે કે, મારી ઉમ્મત ઉપર ભારે થઈ જવાનો ખૌફ ન હોત તો હું મિસ્વાકને હર નમાઝ માટે વાજિબ કરી આપત. (બુખારી–મુસ્લિમ) મિશવાક કરવું અલ્લાહની રઝા અને મુંહની પાકીઝગીનો સબબ છે. આપ (સ. અ. વ.)એ ફરમાવ્યું કે, જયારે પણ હઝરત જીબ્રઇલ (અ. સ.) તશરીફ લાવ્યા તો મને મિસ્વાકનો

હુકમ આપ્યો અને તાકીદ કરી. (મુસ્નદે અહમદ) તે નમાઝ કે જે મિસ્વાક સાથે પઢવામાં આવે, એવી નમાઝ ઉપર કે જે વગર મિસ્વાકે પઢી હોય ૭૦ ઘણી ફઝીલત રાખે છે. (બયહકી–શોઅબુલ ઈમામ)

**મિસ્વાકની સુન્નતો :**

૧. મિસ્વાક એક બાલિશ (વેંત)થી મોટું ન હોવું જોઈએ. (બહરુર્રાઇક) અને એક આંગળીથી જાડું ન હોવું જોઈએ.
૨. કમથી કમ ત્રણ વખત મિસ્વાક કરવું જોઈએ અને દરેક વખતે પાણીમાં ભીજવવું જોઇએ.

## તે વખતો જેમાં મિસ્વાક કરવું સુન્નત છે :

૧. સૂવા પછી જયારે ઉઠે ત્યારે.
૨. વુઝૂ કરતી વખતે.
૩. કુરઆન પાકની તિલાવત માટે.
૪. હદીસ શરીફ પઢવા–પઢાવવા માટે.
૫. મૂંહમાં બદબૂ થઈ જાય ત્યારે.
૬. પોતાના ઘરમાં દાખલ થયા પછી.
૭. બીવી સાથે હમ્બિસ્તરી વખતે.
૮. કોઈ પણ ભલાઈની મજલિસમાં જવા પહેલાં.
૯. ખાવાથી પહેલાં.
૧૦. સફરમાં જતી વખતે.
૧૧. સૂતાં પહેલાં.
૧૨. અલ્લાહ તઆલાનો ઝિક્ર કરતાં પહેલાં. (તરગીબો તરહીબ)

## માથાના બાલ તેમજ દાઢીમાં કાંસકી કરવી :

રાત્રે સૂતી વખતે કાંસકી કરવું સુન્નત છે. જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રાત્રે સૂતી વખતે મિસ્વાક કરતાં-વુઝૂ ફરમાવતા અને માથાના બાલો તેમજ દાઢી મુબારકમાં કાંસકી કરતા હતા. (શમાઇલે તિરમિઝી) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચાહે સફરમાં હોય કે ઘરમાં આપના સિરહાના મુબારક પર હંમેશા સાત વસ્તુઓ રહેતી : તેલની શીશી, કાંસકી, સુરમાદાની, કાતર, મિસ્વાક, આયનો અને એક નાની લાકડી કે જે સર મુબારક ખુજાવ-વામાં કામ આવતી. (શમાઈલ, ઝાદુલ મઆદ) માથાની વચમાં માંગ કાઢવી સુન્નત છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પહેલાં બાલ મુબારકને ભેગા કરી કાંસકી કરતા હતા, પછી આપ માંગ કાઢવા લાગ્યા હતા. કાંસકી કરવામાં તેમજ બુટ-ચપ્પલ પહેરવામાં જમણી તરફથી શરૂઆત કરવી જોઇએ. કારણ કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તરીકો એ જ હતો.

## સલામના આદાબ :

હઝરત રસૂલ (સ. અ. વ.)એ ફરમાવ્યું કે તે આદમી ખુદાથી વધુ નઝદીક છે જે સલામ કરવામાં પહેલ કરે. (અબૂ દાવૂદ) હઝરતે ફરમાવ્યું કે, તમે લોકો જન્નતમાં નથી જઈ શકતા જ્યાં સુધી કે મોમિન ન બનો અને તમો મોમિન નથી બની શકતા જ્યાં સુધી કે એકબીજાથી મહોબ્બત ન કરો. હું તમને તે યુક્તિ ન બતાવું કે જેનાથી તમો એક બીજાથી મહોબ્બત કરવા લાગો ? તે એ છે કે તમો આપસમાં સલામ ફેલાવો. (મિશ્કાત) સલામની શરૂઆત આપ (સ. અ. વ.) આવી રીતે કરતા : અસ્સલામુ અલયકુમ



વરહમતુલ્લાહ, (ઝાદુલ મઆદ) હઝરત (સલ.) રાતના વખતે જ્યારે ઘરમાં પધારતા તો એવી રીતે સલામ કરતા કે ઊંઘવા-વાળાની ઊંઘ ખરાબ ન થાય અને જાગતો માણસ એને સાંભળી લે. (અદબુલ મુફરદ) હઝરત રસૂલ (સલ.) કદી પણ દરવાજાની સામે ઉભા રહી અંદર આવવાની ઈજાઝત ન ચાહતા, પરંતુ દરવાજાની જમણી અથવા ડાબી બાજુ ઊભા રહી સલામ ફરમાવતા પછી ઘરમાં આવવાની ઈજાઝત ચાહતા. એટલા માટે કે ઘરમાં ઇજાઝત પહેલાં નજર ન પડી જાય. (ઝાદુલ મઆદ) હઝરત (સલ.) એક દિવસ મસ્જિદ પાસેથી પસાર થતા હતા ત્યાં કેટલીક ઓરતો બેઠેલી હતી. આપે તેમને પોતાના હાથના ઈશારાથી સલામ કરી. (તિરમિઝી)

**સલામમાં પહેલ કરવાવાળાને ત્રીસ નેકીઓ :** એક માણસે આપની ખિદમતમાં આવી સલામ પેશ કરી. આપે તેની સલામનો જવાબ આપ્યો અને ફરમાવ્યું તેને ત્રીસ નેકીઓ મળી. (નસઈ, તિરમિઝી)

**ઈશારાથી જવાબ આપવો :** આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કદી પણ હાથ અથવા આંગળી અથવા ઈશારાથી જવાબ આપતા ન હતા. (ઝાદુલ મઆદ)

**ઘરવાળાઓને જતાં અને આવતાં સલામ કરવી :** હઝરત (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે તમો ઘરમાં દાખલ થાવ ત્યારે ઘરવાળાઓને સલામ કરો અને જ્યારે નીકળો ત્યારે પણ સલામ કરી રુખ્સત હાસિલ કરો. (મિશ્કાત, બયહકી)

**મજલિસમાં પણ આવતાં અને જતાં સલામ :** હઝરત રસૂલુલ્લાહે ફરમાવ્યું કે, જ્યારે કોઇ માણસ મજ-



લિસ પાસેથી પસાર થાય ત્યારે સલામ કરે અને જો બેસવાની જરૂરત હોય તો બેસે અને જ્યારે ત્યાંથી ઉઠે ત્યારે પણ સલામ કરે. કારણ કે બન્ને સલામ હક છે. (તિરમિઝી)

**ફક્ત દીવાલની પણ આડ થઇ જાય તો પણ ફરી સલામ કરવી :** હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, જ્યારે કોઈ માણસ પોતાના મુસલમાન ભાઇને મળે તો તેને સલામ કરે. પછી દીવાલ, ઝાડ અથવા પથ્થર આડ થઈ ફરી મળે ત્યારે પણ ફરી સલામ કરે. (ઝાદુલ મઆદ)

**સલામના હક્ક :** એક મુસલમાન બીજા મુસલમાનને મળે તો તેને સલામ કરે.
ચાલવાવાળો બેસવાવાળાને સલામ કરે.
સવાર પણ બેસવાવાળાને સલામ કરે.
ઓછા માણસો વધુ માણસોને સલામ કરે.
નાનો મોટને સલામ કરે.
અવાજથી સલામ કરે, જેથી સામેવાળો સાંભળી લે.
ઇશારાથી સલામ કરે, જ્યારે સામેવાળો દૂર હોય.
(અદબુલ મુફરદ)

સલામ કરવામાં ઓળખાણવાળો છે કે નહીં તે ન જુઓ, દરેકને સલામ કરો. ચાહે તેના સાથે પહેચાન ન હોય. ઘણાં માણસોમાંથી ફક્ત એક માણસ સલામ કરે, દરેકના તરફથી પૂરતું છે અને ઘણાં માણસોમાંથી ફક્ત એક જ જવાબ આપે તો દરેકના તરફથી કાફી છે.

**ઘરમાં દાખલ થવા માટે ઇજાઝત :** અગર કોઇને મળવા માટે જાવ તો ખબર આપ્યા વગર મળવા ન જવું

જોઇએ. પહેલાં ખબર આપો. દરવાજાની જમણી અથવા ડાબી બાજુ ઊભા રહી ત્રણ વખત અંદર આવવા માટે રજા માંગો. જો જવાબ ત્રણ વખતમાં મળી જાય તો ઠીક, નહિ તો પાછા ચાલ્યા જાઓ. એવી જ રીતે પોતાના ઘરમાં પણ વગર રજાએ દાખલ ન થાવ. એટલે ઘરમાં રજા લેવાનો મતલબ એ છે કે, બહાર રહી પહેલાં અવાજ આપો, પછી દાખલ થાવ. જો બીજાના મકાનમાં રજા લેતી વખતે મકાન-માલિક અંદરથી સવાલ કરે કે કોણ છે તો જવાબમાં એમ ન કહો કે હું છું; પરંતુ પોતાનું નામ લો, કે ફલાણો છું.

**મુસાફહા તથા મુઆનકાના આદાબ :** મુસાફહ કરવાથી દિલ સાફ થઈ જાય છે અને ગુનાહ માફ થાય છે. (તઅલી-મુદ્દીન હઝ. થાનવી) મહોબ્બતથી મુઆનકો (ગળે લાગવું) કરવામાં કંઇ વાંધો નથી. હા, શહવતથી દાઢી વગરના છોકરા સાથે ન કરવો જોઇએ. કોઈ વડીલ બુઝુર્ગના આવવાથી ઊભા થવામાં કંઈ વાંધો નથી. હા, તેમના બેસવાથી તરત બેસી જવું જોઈએ.

**છીંક, બગાસાના આદાબ :** હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, છીંકને અલ્લાહ તઆલા દોસ્ત રાખે છે. કારણ કે છીંકથી દિમાગ હલકું થાય છે. બીજી કુવ્વતોમાં સફાઇ આવે છે. જેથી અલ્લાહની ઇતાઅત વિગેરેમાં મદદગાર બને છે. (ઝાદુલ મઆદ)

હઝરત (સલ.) જ્યારે છીંક લેતા તો અલહમ્દુલિલ્લાહ ફરમાવતા. હાથ મુબારક અથવા કપડાને મોઢા પર રાખતા અને અવાજને હલકી કરતા. (ઘણાં લોકોને છીંક લેતી વખતે ઘણાં જોરથી અવાજ કરવાની આદત હોય છે, તે ખોટું છે.

તેમજ બગાસું લેતી વખતે પણ હા–હા–હા, હઆ કરવાની ઘણાં લોકોને આદત હોય છે એ ઘણું જ ખરાબ છે.) પાસે બેસનાર કોઇ યરહમુકલ્લાહ કહે તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેના જવાબમાં યહદીકુમુલ્લાહુ વ યુસ્લિહુ બાલકુમ ફરમાવતા. (તિર્મિઝી શરીફ)

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ગેરમઝહબવાળાને યહદીકુમુલ્લાહુ વયુસ્લિહુ બાલકુમ તેના છીંકના જવાબમાં ફરમાવતા અને તેના છીંક લીધા પછી તરત યરહમુકલ્લાહ કહેવું નાપસંદ ફરમાવતા.

હઝરત (સલ.)એ ફરમાવ્યું કે જમાઇ (બગાસા)ને અલ્લાહ તઆલા નાપસંદ ફરમાવે છે. કારણ કે એ ગફલત, સુસ્તી અને બદફહમીના લઇ આવે છે અને અલ્લાહની ઇતાઅતમાં ચુસ્તી પેદા થવા નથી દેતું અને શેતાન એનાથી ઘણો જ ખૂશ થાય છે. એટલા માટે તમારામાંથી જયારે પણ કોઇને બગાસું આવે તો તેને રોકવું જોઇએ. શેતાન ખૂશ થઈ ઘણો હસે છે. (મિશ્કાત, અદબુલ મુફરદ)

બગાસું રોકવાથી ન રોકાય તો ડાબો હાથ મૂંહ પર મૂકવો જોઇએ. (અદબુલ મુફરદ)

## મહેમાની અને મેઝબાનીના આદાબ :

હઝરત રસૂલુલ્લાહ (સલ.)ના ઘેર કોઈ બાઈઝઝત મેહમાન આવતો તેની આપ ઝાતે જ ખિદમત કરતા. (મદારિજુન્નુબુવ્વત) જયારે આપ મેહમાનને દસ્તરખ્વાન ઉપર ખાવા ખવડાવતા તો વખતોવખત–વારંવાર આપ તેને કહેતા

કે હજુ ખાવો, હજુ ખાવો, જ્યારે મહેમાન ખૂબ સેર થઈ જતો અને ઈન્કાર કરતો ત્યારે આપ બંધ કરતા.

(તિરમિઝી, ઝાદુલ મઆદ)

હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, જે અલ્લાહ અને તેના દીન ઉપર ઈમાન રાખતો હોય તેણે પોતાના મહેમાનની ઈઝઝત કરવી જોઈએ અને જાઈજો દેવો જોઇએ. સહાબાએ અરજ કરી કે યા રસૂલલ્લાહ ! જાઈજો શું વસ્તુ છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે મહેમાનની ત્રણ દિવસ–રાત ખિદમત કરવી જોઇએ. એથી વધુ સદકો છે. (બુખારી, મુસ્લિમ)

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, મહેમાનના માટે એ હલાલ નથી કે તે કોઈના ઘરે એટલો રોકાય કે તેને તંગદિલ કરી આપે. (બુખારી, અદબુલ મુફરદ)

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે માણસ પોતાના મહેમાનને લેવા માટે દરવાજાથી બહાર નીકળે અને રૂખ્સત માટે પણ ઘરના દરવાજાથી બહાર જાય. (ઈબ્ને માજહ)

## મેહફિલમાં ઉઠવા-બેસવાના આદાબ :

જેનાથી મળો અદબથી મળો, નરમીથી બોલો. મેહફિલમાં થૂંકવું બુરી વાત છે, ત્યાં નાક પણ સાફ ન કરો. જો એવી જરૂરત પડે તો ત્યાંથી અલગ ચાલ્યા જાઓ. અગર બગાસું યા છીંક આવે તો મોં પર હાથ રાખો અને અવાજને ધીરો કરો. કોઈના તરફ પગ ન કરો, દાઢીના નીચે હાથ રાખીને ન બેસો. આંગળીઓને ન વગાડો, વગર જરૂરતે કોઈના તરફ વખતોવખત ન જુઓ, વધારે ન બોલો. વાત-વાતમાં કસમ ન ખાઓ. જો શકય હોય તો વાતને પોતે ન

શરૂ કરો. બીજો માણસ વાત કરે તો પોતે ધ્યાનથી સાંભળે, જેથી એનું દિલ ન દુઃખે. હા, જો ગુનાહની વાત હોય તો ન સાંભળો અથવા રોકી લો યા ત્યાંથી ઉઠી ચાલ્યા જાઓ. જ્યાં સુધી કોઈ માણસ વાત પૂરી ન કરી લે, વાત શરૂ ન કરો. જ્યારે કોઇ માણસ આવે અને મજલિસમાં જગા ન હોય તો થોડા ખસી એના માટે જગા કરી આપો અને હળીમળીને બેસો. જ્યારે કોઈથી મળો અથવા રુખ્સત થવા લાગો ત્યારે અસ્સલામુ અલયકુમ કહો અને જ્યારે કોઇ સલામ કરે તો વઅલયકુમુસ્સલામ કહો. (બેહિશ્તી ઝેવર) કોઈને તેની જગાએથી ઉઠાડી પોતે તેની જગા પર ન બેસો. જે માણસ પોતાની જગાએથી કોઇ માટે ઉઠી પાછા બેસવાનો ઈરાદો રાખતો હોય તો તે જગા પર બેસવાનો તેનો હક છે, બીજા માણસે ત્યાં ન બેસવું જોઈએ. જે બે માણસો ઈરાદાપૂર્વક સાથે બેઠા હોય તો ત્રીજા માણસે તેમની વગર ઈજાઝત તેમની વચમાં ન બેસવું જોઈએ કોઈ માણસ તમને મળવા આવે તો પોતાની જગાએથી થોડા ખસી જાવ જેમાં તેનું બહુમાન છે. ન કોઇની પીઠના તરફ બેસો જ્યારે કોઇ મજલિસમાં જાવ તો જ્યાં જગા મળે ત્યાં બેસી જાવ. એવું નહિ કે બધાંને ઓળંગીને કોઈ ઉપરની મુમતાજ જગાએ બેસે. મજલિસમાં ભવાં, આંખો કે મોઢું ચઢાવીને ન બેસો. એહલે મજલિસથી હસતા-બોલતા રહો, તેમનાથી મળેલા રહો, જેવી પણ વાત ચાલતી હોય તેમાં શરીક રહો, એ શરતે કે શરીઅતના ખિલાફ ન હોય. લોક કહે છે, એમ કહીને ગલત સલત વાતો ન ચલાવો. તહકીક કરો. અગર સહીહ હોય અને તેમાં શરીઅતે બતાવેલ વાતોના ખિલાફ પણ ન હોય તો કહો, નહિ તો ખામોશ રહો.

(તબ્લીગુદ્દીન)



## વાતચીતના આદાબ અને ઝબાનની હિફાઝત :

★ ઘણા વખત સરસરી તોર પર કોઈ એવી વાત ઝબાનથી નીકળી જાય છે, જે માણસને જહન્નમ સુધી પહોંચાડે છે, જ્યારે વિચારીને બોલવાથી મહફૂઝ રહીશું.

★ ગાળ બિલ્કુલ ન બોલવી જોઈએ, એ ફાસિકનું કામ છે.

★ કોઈને કાફિર, ફાસિક, મલઉન, બેઇમાન ન કહો. જો તે માણુસ એવો ન હશે તો બધી જ વસ્તુઓ પાછી ફરીને તમારા તરફ આવશે. એવી જ રીતે કોઇને કે ફલાણાં પર ખુદાની માર, ખુદાની ફિટકાર, ખુદાનો ગઝબ, અલ્લાહનો કોપ વિગેરે શબ્દો પણ ન બોલવા જોઇએ.

★ કોઇ માણુસ તમને સખ્ત શબ્દો કહે તો તમે પણ કહી શકો છો અને જો તમે માફ કરો તો એ વધારે બેહતર છે; પરંતુ તેના કહેવાથી જો તમે વધુ પડતું બોલશો તો તમે ગુનેહગાર થશો.

★ ડબલ ઢોલકી ન બનો, ફાસિકની મજલિસમાં ફાસિક અને નેકોની મજલિસમાં નેક.

★ ચુગલખોરી હરગિઝ ન કરો.

★ કોઈની સામે ખુશામત કરવા તેની તારીફ અને વખાણ ન કરો. એવી જ રીતે ગાઈબ રીતે પણ વખાણમાં એટલા બધા હદથી બહાર ન નીકળો.

★ વાદ–વિવાદમાં કોઈના સાથે ન પડો, જયારે જુઓ કે સામેવાળો સાચી વાત નથી માનતો અને તમારા સાથે ખોટી રીતે ઉલ્ઝી રહ્યો છે ત્યારે તમે શાંત થઇ જાઓ.



★ ગીબત કદી પણ કોઈની ન કરો. કારણ કે એમાં દીન સિવાય દુનિયાના પણ અગણિત નુકસાનો છે. ગીબતની હકીકત એ છે કે કોઇ માણસની પીઠ પાછળ એવી વાતો તેના વિષે કરવી કે જે તેના સામે કરવામાં આવે તો તેને બુરી લાગે–અગર એ વાતો તેનામાં હોય અને જો તે વાતો તેનામાં ન હોય તો, તો પછી તે તોહમત લેખાશે.

★ માત્ર લોકોને હસાવવા માટે જૂઠી વાતો ન બનાવો.

★ જે વાતોથી ન દીની ફાયદો હોય, ન દુન્યવી ફાયદો હોય તે વાતોમાં રસ ન લેવો જોઈએ.

★ જો કોઈ માણસથી કોઈ ગુનાહનું કામ થઈ જાય તો ગંભીરતાપૂર્વક તેને નસીહત કરવી જોઈએ, તેને તુચ્છ સમજી શરમિંદા ન કરવો જોઈએ.

★ વધુ પડતું ન હસો, એનાથી દિલ મુરદા થઈ જાય છે. જેના કારણે દિલ સખ્ત થઈ જાય છે અને ચેહરાની રોનક ખત્મ થઇ જાય છે.

★ જૂઠો વાયદો ન કરો. એટલા સુધી કે છોકરાને બેહલાવવા માટે પણ. જેમ કે તને મીઠાઈ આપું, બિસ્કીટ આપું, અહિં આવ અને આપવાનો ઈરાદો ન હોય.

★ કોઇ માણસની ગીબત થઇ ગઈ હોય અને કોઇ કારણથી તેના પાસે મઆફી કરાવવું મુશ્કેલ હોય તો તેના અને પોતાના બન્ને માટે મઆફી માંગવી જોઇએ. જેમ કે અલ્લાહુમ્મગ્ફિરલી વલહુ.



★ હસબ અને નસબ અથવા માલ—ખુબસૂરતીના ઉપર અભિમાન ન કરો, કારણ કે એ વસ્તુઓ હંમેશા રહેવાવાળી નથી.

★ માં—બાપના મળવાવાળાઓ સાથે એમના ઈન્તિકાલ બાદ નેક વર્તાવ કરો.

★ જો માં-બાપ નારાજ થઈ મૃત્યુ પામ્યાં હોય તો એમના માટે પુષ્કળ દુઆ અને ઈસ્તિગફાર કરતા રહો. ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા એમને ખુશ કરી લે.

★ મોટાભાઈનો હક બાપ સમાન છે.

★ કાકાનો હક બાપ સમાન છે.

★ માસીનો હક માં સમાન છે.

★ પડોશીને કોઈ તકલીફ ન પહોંચાડો, થઇ શકે ત્યાં સુધી ભલાઇમાં રાજી રહો.

★ કોઈની એબ ન જુઓ. અગર ભૂલથી નજર આવે તો છુપાવવાની કોશિશ કરો.

**દવાના આદાબ :**

★ શરીઅતના ખિલાફ દવાનો ઉપયોગ ન કરો.

★ હરામ ચીઝને દવાના તોર પર વાપરો નહિ.

★ દવાની ઇઝાઝત; બલ્કે ઉભારવામાં આવ્યા છે.

★ જ્યાં સુધી થઈ શકે પેટને સાફ રાખો, જેવી—તેવી વસ્તુઓ ખાઇ એને ખરાબ ન કરો. જો પેટનો નિઝામ



ઠીક છે તો બધું બદન ઠીક છે, નહિ તો ખરાબ છે.

★ જે બીમારીઓથી લોકોને સૂગ થાય તો તેવા લોકોના સાથે વધુ પડતી ઉઠક–બેઠક ન રાખવી જોઈએ.

★ બદશીગુની–બદફાલી એક પ્રકારનો શિર્ક છે.

★ ખિલાફે શરીઅત તઅવીઝ ગંડા ઈસ્તેમાલ ન કરવા જોઈએ.

## અવલાદની પરવરિશનો તરીકો તેમજ આદાબ :

જાણવું જોઈએ કે એ વાત ઘણી જ મહત્ત્વની છે, કારણ કે જે સારી અથવા બુરી આદત બચપનમાં હોય છે તે ઉમરભર નથી જતી.

૧. નેકબખ્ત દીનદાર ઓરતથી દૂધ પીવડાવે. દૂધનો ઘણો મોટો અસર થાય છે.

૨. ઓરતોની સામાન્ય રીતે એ આદત હોય છે કે, છોકરાઓ જ્યારે રડે છે, ત્યારે પોલીસથી, જીન્નાત વિગેરે ડરાવવાની ચીઝોથી બિવડાવે છે એ ઘણી જ ખરાબ આદત છે. એનાથી છોકરાઓનું દિલ કમઝોર થાય છે.

૩. દૂધ પીવડાવામાં તથા ખાવું ખવડાવવાના વખતો મુકર્રર રાખો, કે જેથી તંદુરસ્ત રહે.

૪. અને પાક સાફ રાખો, એનાથી પણ તંદુરસ્તી વધે છે.

૫. ઘણા જ બનાવ–શણગારની સાથે એને ન ફરવા દો.

૬. જો છોકરાઓ હોય તો એના માથા પર વાળ ન વધવા દો.

૭. જો છોકરી હોય તો જ્યાં સુધી પરદામાં બેસવાના

લાયક ન થઈ જાય ઘરેણાં ન પહેરાવો. એમાં એક તો એની જાનનો ખતરો છે. બીજું કે બચપનથી જ ઘરેણાંનો શોખ સારો નથી.

૮. છોકરાઓના હાથથી જ ખાવા-પીવાની ચીઝો, કપડાં, પૈસા ગરીબોને વહેંચાવો, જેથી એમને સખાવતની આદત પડે અને ખુદ ભાઈ-બહેનોમાં પણ એક-બીજા વડે વહેંચાવો કે એનાથી એમના દિલમાં એક-બીજાની મહોબ્બત પેદા થશે.

૯. વધુ ખાવાવાળાની બુરાઈ એમની સામે કોઈનું નામ લીધા વગર કરો એવી રીતે કે લોક તેને બળદ કહે છે. તેમજ સમાજમાં તેમની કોઈ ઈઝઝત નથી.

૧૦. જો છોકરો હોય તો સફેદ કપડાંની આદત નંખાવો કે ભાઈ રંગીન કપડાં તો ઓરતો પહેરે છે.

૧૧. એમની બધી જ માંગો પૂરી ન કરો. એનાથી એમનો મિજાઝ બગડે છે.

૧૨. જોરથી બોલાવા તેમજ ચિલ્લાવાથી એમને રોકો. ખાસ કરીને છોકરી હોય ત્યારે. કારણ કે એ આદત એના માટે પછી ઘણી ખરાબ છે.

૧૩. જે છોકરાઓની આદતો ખરાબ હોય છે, દાખલા તરીકે પઢવા, ભણવાથી ભાગતા હોય અથવા ઘણાં જ તક-લ્લુફથી કપડાં પહેરવાના (ફેશનવાળા), ઘણું જ સારું ખાવાના આદી હોય, જૂઠ બોલવાની, સિનેમા જોવાની વિગેરે એવા છોકરાઓ સાથે કદી ઉઠવા-બેસવા ન દો.

કારણ કે બુરી સોહબતનો અસર આવવા વગર રહેતો નથી.

૧૪. ગુસ્સો, જૂઠ, ગીબત, ચોરી, લાલચ, ચાપલુસી, વધુ વાતો કરવી, ધોકો આપવો, કોઈને મારવું, કોઈનું નાહક ખાઈ લેવું, વધુ હસવું, ઉસ્તાદની બેઅદબી, મોટા માણસો સાથે મશ્કરી–મઝાક વિગેરે વાતોથી શરૂઆતથી જ એમને બચાવો, અને એ વસ્તુઓની એમના દિલમાં નફરત પેદા કરાવો. જો કોઈ બેઅદબી થઈ જાય તો એમને ધમકી આપો.

૧૫. જો કોઈ વસ્તુ તોડી ફોડી નાખે અથવા કોઈને મારીને આવે તો એમને યોગ્ય સજા કરો. જેથી ફરી એવું ન કરે.

૧૬. જ્યારે સાત વર્ષની ઉંમર થાય તો નમાઝનો હુકમ કરો અને ૧૦ વર્ષે ન પઢવા પર મારો.

૧૭. કોઈક વખતે નેક માણસોની હિકાયતો–કિસ્સા એમને સંભળાવો, જેથી નેકીની રગબત થાય.

૧૮. કદી પણ એવી કિતાબો, ચોપડીઓ એમને ન પઢવા દો જેમાં આશિક–મઅશૂકના બનાવો, વ્યર્થ ગઝલો તેમજ ખરાબ સાહિત્ય હોય.

૧૯. એવી કિતાબો પઢાવો, જેમાં દીનની વાતો તેમજ જરૂરત પ્રમાણે દુનિયાની સૂઝ–બૂઝ આવી જાય.

૨૦. મદ્રસે જવામાં એક દિવસ પણ ન ભાગવા દો. હા,

બીમાર હોય યા બીજું કોઇ ખાસ ઉઝર હોય તો વાત અલગ છે.

૨૧. મદ્રસેથી આવ્યા પછી થોડીવાર એમને રમવા દો, જેથી એમનું દિમાગ પ્રફુલ્લ થાય; પરંતુ રમત પણ એવી હોવી જોઈએ જેમાં ચોટ લાગવાનો ખતરો ન હોય. સાથે સાથે શરીઅતના ખિલાફ ન હોય.

૨૨. ફટાકડા, વાજું લાવવા માટે હરગિઝ પૈસા ન આપો.

૨૩. ખેલ-તમાશા જોવાની આદત ન પડે, તેનો ખ્યાલ રાખો.

૨૪. જરૂર કોઈ એવો હુન્નર શીખવાડો કે જરૂરત વખતે અજમાવી ચાર પૈસા કમાઇ શકે.

૨૫. છોકરીઓને એટલું ભણાવો કે કાગળ લખતાં તેમજ હિસાબ ગણતાં આવડી જાય, વધુ નહીં.

૨૬. આદત નંખાવો કે પોતાનું કામ પોતાની જાતે જ કરી લેયા કરે. સુસ્ત અને આળસુ ન બને. પથારી રાત્રે પોતાની જાતે જ બિછાવે. સવારે જલ્દી ઉઠી પોતાની જાતે ગળી વાળી જાતે જ એહતેયાતથી પોતાની જગ્યાએ મૂકે. પોતાના કપડાં પોતે જ સાચવે. ફાટેલું કપડું પોતે જ સીવે અથવા પોતે જ સીવાડી ઠીક કરાવી લેયા કરે. કપડાંને જ્યાં ઉંદર ન આવે ત્યાં મૂકે.

૨૭. રાત્રે જલ્દી સૂવાડી સવારે વહેલાં ઉઠાડો.

૨૮. છોકરીઓથી કહો કે ખાવા પકાવવું, કપડાં ધોવાં તેમજ રંગવું, સાફ-સફાઈનો તરીકો વિગેરે કામોને ઘણી જ ચોકસાઈથી જોઈ લેયા કરે.



૨૯. જ્યારે કોઈ હોશિયારીની–ભલાઈની વાત એમનાથી જાહિર થાય ત્યારે એમને ખૂબ શાબાશી આપો. પ્યાર કરો, કંઈક ઇન્આમ આપો, જેથી એમને વધુ શોખ થાય. અને જ્યારે કોઈ બુરાઈની વાત કરી બેસે તો પહેલાં તો એમને એકાંતમાં સમજાવો કે ભાઇ આ તેં શું કર્યું ? સારા લોકો આવું કામ નથી કરતા. ખબરદાર ફરી આવું કર્યું અને જો ફરીથી એમ કરે તો યોગ્ય સજા આપો.

૩૦. માતા પોતાના છોકરાને બાપથી બીવાડે.

૩૧. કોઈ મામૂલી મહેનતનું કામ સોંપો કે જેથી એમની તંદુરસ્તી રહે.

૩૨. ચાલવામાં ન વધુ જલ્દી ચાલે તેમજ ન ઉપર જોતાં જોતાં ચાલે તેમ શીખવો.

૩૩. નમ્રતા શીખવો. ચાલમાં, બોલવા–ચાલવામાં, લખવા-પઢવામાં તેમજ અન્ય કોઈ પણ જગ્યાએ પોતાની બડાઈ ન મારે. ન ઝબાનથી તેમજ ન બદનથી બીજી કોઈ હરકતથી, કારણ કે એ ઘણી જ ખરાબ આદત છે.

૩૪. ખાવા–પીવાના તેમજ મેહફિલના આદાબ શીખવો.

૩૫. કદી બે–ચાર પૈસા પણ આપો કે એમની મનપસંદ વસ્તુ ખરીદીને ખાઇ લે. (બેહિશ્તી ઝેવર)

**સફરના આદાબ :**

હઝરત રસૂલુલ્લાહ (સ. અ. વ.) ચાહે ખુદ રવાના થતા



અથવા બીજા કોઈને રવાના કરતા ત્યારે જુમેરાતના દિવસને વધુ યોગ્ય સમજતા.

✿ સફરમાં સવારીને આપ ઘણી જ જલ્દી ચલાવવાનું પસંદ ફરમાવતા.

✿ સફરમાં કોઈ જગ્યાએ પડાવ નાખતા તો સવારે ત્યાંથી રવાનગી ફરમાવતા. સફરમાં ચાહે ગમે તેટલો ઓછો વખત આરામ માટે થોભતા તો જ્યાં સુધી ૨ (બે) રકઅત નમાઝ ન પઢી લેતા ત્યાંથી ચાલવું પસંદ ન ફરમાવતા.

✿ સફરમાં જ્યારે સાથીઓ વધુ હોતા અને કોઇ કામની જરૂરત પેશ આવતી તો તે કામમાં આપ જરૂર હિસ્સો લેતા. દાખલા તરીકે એક સફરમાં આરામ માટે ઊતર્યા જ્યારે ખાવું પકાવવાનો વખત થયો તો હરેકે એક એક કામ સંભાળી લીધું તો આપે લાકડીઓ વીણી લાવવાનું કામ માથે લીધું.

✿ સફરમાંથી વાપસીમાં આપ પહેલાં મસ્જિદે જતા અને બે રકઅત નમાઝ અદા ફરમાવતા, પછી ઘેર જતા.

✿ સફરમાં કોઈને પોતાની સાથે જરૂર રાખતા.

✿ જ્યારે હુઝૂર (સ. અ. વ.) રવાના થતા અને પોતાની સવારી પર બરાબર બેસી જતા તો ત્રણ વખત અલ્લાહુ-અકબર કહેતા અને આ દુઆ પઢતા;
"સુબ્હાનલ્લઝી સખ્ખર લના હાઝા વમા કુન્ના લહૂ મુકરિનીન, વઈન્નાઈલા રબ્બિના લ મુન્કલિબુન. અલ્લા-

હુમ્મ ઈન્ના નસ્અલુક ફી સફરિના હાઝા અલબિર્ર વત્તકવા વમિન અમલિ મા તરઝા, અલ્લાહુમ્મ હવ્વિન અલયના સફરના હાઝા વત્વિ અન્ના બુઅદહુ અરદ અલ્લાહુમ્મ અન્તસ્સાહિબુ ફિસ્સફર વલખલિફતુ ફિલ અહલિ વલ માલ."

અને જ્યારે સફરથી પાછા આવતા તો એ જ દુઆ પઢતા પણ આ શબ્દો વધારે કરતા;
"આઇબૂન તાઈબૂન આબિદૂન લિરબ્બિના હામિદૂન."

જ્યારે કોઈ ઉંચાઇ પર સવારી ચઢતી તો ત્રણ વખત અલ્લાહુ અકબર કહેતા અને આ દુઆ પઢતા; "અલ્લા-હુમ્મ લક શ્શરફ અલા કુલ્લી શરફિન વ લકલ હમ્દ અલા કુલ્લી હાલિન." (ઝાદુલ મઆદ)

સવારી પર સવાર થતી વેળા બિસ્મિલ્લાહ કહી જમણો પગ ઉપર મૂકતા.

જ્યારે આપ કોઈ ગામ અથવા શહેરમાં યા કોઈ પણ જગ્યાએ કિયામ (થોભવાનો)નો ઈરાદો ફરમાવતા તો આ દુઆ પઢતા—

'અલ્લાહુમ્મ બારિક લના ફિહા વરઝુકના ઝનાહા વહ-બ્બિબના ઈલા અહલિહા વહબ્બિબ સાલિહી અહલિહા ઈલયના." (ઝાદુલ મઆદ)

મુસાફીરને જોઇએ કે જ્યારે સફરથી પાછો ફરે ત્યારે

પોતાના ઘરવાળાઓને ખબર આપી પાછો ફરે અને ઘરમાં પણ ખબર આપી દાખલ થાય.

✿ સફરની જરૂરત પૂરી થાય કે તરત પોતાના વતન પાછા ફરે.

## એક જરૂરી અને કામની વાત :

નફસના અંદર જેટલી બુરાઈઓ છે અને હાથ પગથી જેટલા ગુનાહ થાય છે એના ઈલાજનો એક આસાન તરીકો અને રીત એ છે કે જ્યારે પણ કોઈ ગુનાહિત કાર્ય થઈ જાય તો નફસને સજા આપો. બે સજાઓ આસાન છે. એક એ કે જે પ્રમાણે તે ગુનોહ થઈ જાય, પોતાના ઉપર હેસિયત પ્રમાણે રૂપિયો-બે રૂપિયા ગરીબોને વહેંચવા જરૂરી કરો અને વિના સંકોચે તે રૂપિયા ગરીબોને આપી દેયા કરો. બીજી સજા એ છે કે એક-બે વખત ખાવાથી યા ચા પીવાથી એને રોકી સજા આપો. (બેહિશ્તી ઝેવર) એનાથી ઈન્શાઅલ્લાહ થોડી મુદ્દતમાં આદતો ઠીક થઈ જશે.

## તોબા અને તેનો તરીકો :

તોબા એટલી સારી વસ્તુ છે કે એનાથી દરેક ગુનોહ માફ થઈ જાય છે. માણસ પોતાના હાલાત પર વિચાર કરે તો એનાથી હર વખતે કોઈને કોઈ વાત ગુનાહની થઈ જ જયા કરે છે કે જેના ઉપર તૌબા કરવી જરૂરી છે. એની રીત એ છે કે કુર્આન પાક અને હદીષ શરીફમાં ગુનાહના ઉપર જે અઝાબ થવું બતલાવવામાં આવ્યું છે તેને ખૂબ સોચે કે યા અલ્લાહ ! આ વસ્તુઓ સહન કરવાની તાકાત મારામાં નથી. મારું તે વખતે શું થશે ? જરૂર એનું દિલ દુખશે.



પોતાના કૃત્યો પર એને જરૂર નદામત અને પસ્તાવો થશે. એવા જ વખતે સાચી નદામત અને ભવિષ્યમાં એવા કાર્યો ન કરવાના પાકા અને મજબૂત ઈરાદાનું નામ તૌબા છે. અલ્લાહથી ડરે, કાકલૂદી કરે અને માફી માંગે, ઇન્શાઅલ્લાહ જરૂર અલ્લાહ તઆલા એના ગુનાહોને માફ ફરમાવશે.

## ખુદા તઆલાથી ડરવાનો તરીકો :

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે મારાથી ડરો. ડર અને ખૌફ એટલી સારી વસ્તુ છે કે આદમી એના લઈ ગુનાહોથી બચે છે. એનો તરીકો એ જ છે જે તૌબામાં ગુજર્યો કે અલ્લાહનો અઝાબ ગુનાહો પર યાદ કરે કે યા અલ્લાહ ! હું કેમ કેમ સહન કરીશ ? !

## અલ્લાહથી ઉમ્મીદ રાખવી અને તેનો તરીકો :

અલ્લાહ તઆલા ફરમાવે છે કે તમે મારાથી નાઉમ્મીદ ન થાઓ અને ઉમ્મીદ એવી ચીઝ છે કે જેનાથી નેક કામો તરફ રગબત વધે છે અને તૌબા કરવાની હિંમત થાય છે. તરીકો એનો એ છે કે અલ્લાહની રહમતને સોચે કે અલ્લાહ કેટલો મોટો રહમ અને ફઝલ કરવાવાળો છે.

## સબ્ર અને તેનો તરીકો :

નફસને દીનની વાતોનો પાબંદ રાખવો અને દીનના વિરુદ્ધ કોઈ કામ થવા ન પામે તેને સબ્ર કહેવામાં આવે છે. એની ઘણી હાલતો છે. એક એ કે આદમી ખુશ–ઐશ છે, ચેન અને અમનની હાલતમાં છે, ખુદા તઆલાએ તંદુરસ્તી,





માલ-દોલત, ઈઝઝત-આબરૂ, નોકર-ચાકર, આલ-અવલાદ, ઘર-બાર, સરસામાન બધું જ કંઈ આપેલું છે, એવા વખતનો સબ્ર એ છે કે ખુદાને ન ભૂલે, ગરીબોને હકીર અને તુચ્છ ન સમજે. તેમના સાથે નરમી અને એહસાન કરતો રહે.

બીજી જગ્યા સબ્રની દા. ત. નમાઝ તેમજ કોઈ પણ ઈબાદતનો વખત છે, તેમાં નફ્સ સુસ્તી અને ગફલત કરી રહ્યો છે. અથવા નફ્સ ઝકાત-ખેરાત વિગેરે આપવામાં કંજુસી કરી રહ્યો છે, એવા વખતે તમામ તકલીફોને વેઠી અલ્લાહને રાજી કરવા માટે વર્ણવેલ તમામ ઈબાદતોને બજાવી લાવે એ પણ સબ્ર છે. ત્રીજો કોઈ ગુનાહ ઉપર નફ્સ ઉભારી રહ્યો છે. દા. ત. ચોરી, ઝીના, ધોકાબાજી, જૂઠ, ગીબત વિગેરે પર, તો એનું કહ્યુ ન માની અલ્લાહના હુકમ પર અમલ કરે તો મજકૂર કામમાં મશગૂલ ન થાય તે માટે નફ્સ પર જે પાબંદી લગાવી એનું નામ પણ સબ્ર છે. ચોથી જગ્યા એ કે કોઈ મખ્લૂક એના પર ઝુલ્મ કરી તકલીફો પહોંચાડી રહી હોય ત્યારે બદલો ન લેતા એ મામલાને ખુદાને હવાલે કરે એનું નામ પણ સબ્ર છે. પાંચમી જગ્યા એ કે, કોઈ સગાં વહાલાંની વફાત પર અથવા કોઈ બીમારી વિગેરેની તકલીફો પડતી વખતે કોઈ પણ લફ્ઝ શરીઅત વિરુદ્ધ ઝબાનથી ન નીકળે તે પણ સબ્ર છે, આ બધા વખતોમાં સબ્રનો તરીકો એ છે કે એ વખતોમાં સવાબ ઉપર નઝર રાખે હાલ તો મને થોડી તકલીફ પડશે પણ વેઠી લેવાથી અલ્લાહ મને ઘણો જ મોટો બદલો આપશે અને મારાથી રાજી થઈ જશે આ બધી વાતો મારા ફાયદાની જ છે, તો મારા રડવા-કકડવાથી



તકદીરમાં જે લખેલું છે તે તો તલવાનું નથી તો પછી રડી-કકડી શા માટે સવાબને પણ બરબાદ કરું ?

## શુક્ર અને એનો તરીકો :

બન્દા પર દર વખત અલ્લાહ તઆલાની હજારો-લાખો નેઅમતોનો વરસાદ વરસે છે. કોઈ ઘડી એવી નથી કે જેમાં અલ્લાહની નેઅમતો બન્દા પર ન વરસતી હોય. જ્યારે અલ્લાહ તઆલા બન્દા પર એટલું મોટું એહસાન કરે છે તો બન્દાના દિલમાં અલ્લાહની મહોબ્બત પેદા થવું જરૂરી છે અને એનો શુક્ર એ જ છે કે અલ્લાહના હુકમને માને. તેનાથી ડરે કે જે માલિક નેઅમતો આપે છે તે નેઅમતોને છિનવી લેવા ઉપર પણ શક્તિમાન છે. એવી નેઅમતો દેવાવાળાની નાફરમાની ઘણી જ શરમજનક વાત છે. શુક્રનો તરીકો એ જ છે કે નેઅમતોને યાદ કરે અને અલ્લાહનું એહસાન માને.

## ખુદા પર ભરોસો અને એની રીત :

દરેક મુસલમાનને એ વસ્તુની ખબર છે કે અલ્લાહની મરજી સિવાય ન કોઇ ફાયદો થઈ શકે છે ન કોઇ નુકસાન પહોંચી શકે છે. એટલા માટે જ્યારે પણ કોઇ કામ કરે પોતાની તદબીર અને હોશિયારી પર ભરોસો કરી કોઇ કામ ન કરે. કામનું સારું અથવા ખરાબ થવું ખુદાના જ હુકમથી છે. ન કોઈ મખ્લૂકથી ઉમ્મીદ રાખે ન કોઈથી બીએ. એ વાત પર યકીન રાખે કે ખુદાના ચાહ્યા વગર કંઈ જ નથી થઇ શકતું. એનું નામ જ ભરોસો અને તવક્કુલ છે. તરીકો એનો એ છે કે અલ્લાહ તઆલાનું



મહાન શક્તિશાળી અને કુદરતવાળા હોવાનું અને મખ્લૂકનું નાચીઝ હોવાનું વિચાર્યા કરે.

### ખુદા તઆલાથી મહોબ્બત અને એની રીત :

અલ્લાહ તઆલાના તરફ દિલનું ખેંચાવું અને એની વાતો સાંભળીને તેમજ એના કામો જોઇને દિલને મજા આવવી એનું નામ મહોબ્બત છે. તરીકો એનો એ છે કે અલ્લાહનું પુષ્કળ નામ લેયા કરે. એની ખૂબીઓને યાદ કર્યા કરે. અઝમતની નઝરોથી જોયા કરે.

### ખુદા તઆલાના હુકમ પર રાજી રહેવાનો તરીકો :

જ્યારે હરેક મુસલમાનને એ વાતની ખબર છે કે ખુદા તઆલાના તરફથી જ જે કંઇ પણ થાય તે એમાં એનો ફાયદો છે અને સવાબ છે તો દરેક વાત પર રાજી રહે. બુરું થવા પર ન ગભરાઈ તેમજ ન શિકવા-શિકાયત કરે. તરીકો એનો એ છે કે સોચે કે જે કંઇ થાય છે બધું સારું જ થાય છે.

### દિલમાં અલ્લાહના ધ્યાનની રીત :

દિલમાં હર વખત એવો ખ્યાલ લાવે કે અલ્લાહ-તઆલાને મારા બધાં જ કામોની ખબર છે. ઝાહિરની પણ અને બાતિનની પણ. જો કોઇ બુરો ખ્યાલ લાવીશ તો અલ્લાહ તઆલા દુનિયામાં અથવા આખિરતમાં એનો બદલો આપશે અને સજા કરશે. ઇબાદત કરતી વખતે એ ખ્યાલ લાવે કે અરે, તે મારી ઈબાદતને જોઇ રહ્યો છે. સારી રીતે કરવી જોઇએ. થોડા દિવસ હર કામમાં આવો ખ્યાલ લાવે.



ઇન્શાઅલ્લાહ ઘણાં જ જલ્દી અલ્લાહ તઆલાનું ધ્યાન રહેવા લાગશે.

## કુર્આન પઢવામાં દિલ લગાડવાની રીત :

કાયદો છે કે જ્યારે કોઈ કોઈનાથી કહે છે કે જરા કુર્આન પઢીને સંભળાવ તો, કેવું પઢે છે? તે વખતે જ્યાં સુધી થઇ શકે ખૂબ બનાવી–શણગારી પઢે છે. હવે જરા આટલું સોચી લો કે અલ્લાહ તઆલાએ મારાથી પઢવાની ફરમાઇશ કરી છે કે જો એ સંભળાવ કેવું પઢે છે? અને પઢતી વખતે ખૂબ ખ્યાલ રાખો કે અલ્લાહ તઆલા સાંભળી રહ્યો છે અને સાથે ખ્યાલ કરો કે જ્યારે એક આદમીના કહેવાથી બનાવ–શણગાર કરો છો તો પછી આ તો અલ્લાહ તઆલા છે. કેવીક તવજ્જુહ અને ધ્યાનથી ચિત્ત લગાવી પઢવું જોઇએ.

ભાઇઓ, જ્યારે પણ પઢવાનું શરૂ કરો તો આટલી વાતોને જરૂર સોચીને પઢયા કરો અને જ્યારે પઢવામાં બગાડ થવા લાગે ત્યારે કુર્આન બંધ કરી ફરીથી ઉપરની વાતો સોચો. ઇન્શાઅલ્લાહ થોડા દિવસોમાં કુર્આન પણ સહીહ પઢાશે અને દિલ પણ લાગતું થઇ જશે.

## નમાઝમાં દિલ લગાડવાની રીત :

એટલી વાત યાદ રાખો કે નમાઝમાં કોઇ પણ કામ બેઈરાદા ન થાય. જ્યારે અલ્લાહુ અકબર કહી નમાઝમાં દાખલ થાઓ ત્યારે સોચો કે હવે હું સુબ્હાનક–લ્લાહુમ્મ કહી અલ્લાહની પાકી બયાન કરીશ–જ્યારે વબિહમ્દિક કહો ત્યારે ખ્યાલ કરો કે હવે હું અલ્લાહના વખાણ અને તારીફ

બાકી પેજનં. ૪૫ ઉપર →



કરીશ. એ જ પ્રમાણે હર શબ્દ પર કે હવે હું વતબારકસ્મુક કહીશ, વતઆલા જદ્દુક કહીશ અને પૂરી નમાઝ આ પ્રમાણે પઢો. સાર એ કે જે વસ્તુ મોંથી પઢો ત્યારે સોચો કે હવે હું આ પઢીશ. ઈન્શાઅલ્લાહ ધ્યાન પણ કોઈ જગ્યાએ નહીં વહેંચાઈ અને થોડા દિવસોમાં જીવ પણ લાગવા માંડશે, નમાઝ પઢવાનો શોખ થશે, ઈન્તેઝાર રહેશે, હલ્કી લાગશે અને મઝા પણ આવવા લાગશે.

## વધુ ખાવાની બુરાઇ અને તેનો ઇલાજ :

ઘણાં જ ગુનાહ વધુ ખાવાથી થાય છે. એમાં કઈ વાતોનો ખ્યાલ રાખવો જોઈએ :

૧. મઝેદાર ચટપટુ ખાવાની આદત ન બનાવવી જોઇએ. હરામ રોઝીથી ઘણો જ પરહેઝ કરવો જોઇએ.

૨. હદથી વધુ ન ખાવો એમાં ઘણાં જ ફાયદા છે. એક દિલ સાફ રહે છે જેથી ખુદા તઆલાની નેઅમતોની પહેચાન થાય છે. બીજું દિલમાં નરમી રહે છે જે બધી જ ભલાઇઓની જડ છે, જેનાથી દુઆમાં તેમજ ખુદા તઆલાના ઝિક્રમાં લિઝ્ઝત આવે છે.

૩. નફસમાં બુરાઈ અને નાફરમાની થતી નથી.

૪. નફસને થોડીક તકલીફ પહોંચે છે જેથી ખુદા તઆલાનો અઝાબ યાદ આવે છે અને એનાથી નફસ ગુનાહોથી બચે છે.

૫. ગુનાહની રગબત ઘણી જ ઓછી થઈ જાય છે.



૬. તબીયત ઘણી જ હલકી રહે છે. ઊંઘ ઘણી ઓછી આવે છે. તહજ્જુદ અને બીજી નમાઝોની તૌફિક થાય છે.

૭. ભૂખ્યાઓ તેમજ કમજોરો પર રહમ આવે છે.

## વધુ બોલવાની બુરાઇ અને તેનો ઈલાજ :

નફસને વધુ બોલવામાં પણ મઝા આવે છે, જેનાથી માણસ સેંકડો ગુનાહોમાં ફસાઇ જાય છે. જૂઠ, ગીબત, કોઇને સતાવવું, અમીરોની ખુશામત કરતા પોતાની બડાઈ જતલાવવી. આ બધી બુરાઇઓથી ત્યારે જ બચવું શકય છે, જ્યારે ઝબાનની ઉપર રોક લગાડવામાં આવે. એનાથી બચવાનો ઈલાજ એ છે કે જે વાત મોંમાં આવે ફટોફટ તેને બહાર ન કાઢે, પરંતુ પહેલાં સોચે કે હું આ બોલી રહ્યો છું તે બરાબર છે ? કોઇની એમાં દિલશિકની તો નથી ? એ વાત બોલવામાં કોઈ ગુનોહ તો નથી લાગુ પડતો ? જો એવું લાગે કે એમાં થોડો ઘણો ગુનોહ છે તો તરત ઝબાનને બંધ કરી લે. પોતાના જીવને સમજાવી લે કે હાલ થોડા મજાના મુકાબલામાં આખિરતનો અઝાબ ઘણો જ સખ્ત છે જેની તાકાત મારામાં નથી અને જો તે વાત સવાબની હોય તો તરત જ કહી નાખો. દરેક વાતને એવી રીતે સોચા કરો. ઈન્શાઅલ્લાહ થોડા દિવસોમાં ઝબાનની બુરાઇઓથી રોકાય જશો. બીજો ઈલાજ એ છે કે લોકોથી મળવા, ઉઠવા, બેસવાનું ઓછું કરી નાંખો. ઇન્શાઅલ્લાહ એનાથી પણ ઘણો ફાયદો થશે.

## હસદની બુરાઈ અને તેનો ઇલાજ :

કોઇ માણસને ખાતો, પીતો, ફલતો—ફૂલતો, ઈઝઝત-

આબરૂ અને માનવાળો જોઈને જે રંજ અને દુઃખ દિલમાં પેદા થાય તેને હસદ કહેવામાં આવે છે. એ ઘણી જ ખરાબ વાત છે. એમાં ગુનોહ છે. એવા માણસની આખી ઝિંદગી કડવી થઇ જાય છે. ગરજ એ કે એવા માણસની દુનિયા અને દીન બન્ને ખરાબ થઇ જાય છે. એટલા માટે એ આફતમાંથી નીકળવાની ખૂબ કોશિશ કરવી જોઇએ. ઇલાજ એનો એ છે કે પહેલાં એ સોચે કે મારા હસદ કરવાથી મને જ દુઃખ અને તકલીફ થશે. સામાવાળાને મારા દિલમાં એની બુરાઇ સોચવાથી શું નુકસાન થશે. દીનના એ'અતેબારથી પણ મને જ નુકસાન છે. હદીષ શરીફમાં છે કે હસદ નેકીઓને એવી રીતે ખાઇ જાય છે જેમ કે આગ લાકડીઓને. એટલે મારી નેકીઓ પણ બરબાદ થઇ જશે. કારણ એનું એ છે કે હસદ કરવાવાળો જેવો કે ખુદા તઆલા પર એઅતેરાઝ કરી રહ્યો છે કે ફલાણો માણસ એ વસ્તુઓના લાયક ન હતો, તે છતાં તેને કેમ એ વસ્તુઓ મળી એ આફતથી બચવાનો ઇલાજ એ છે કે જે માણસ પર હસદ હોય તેની ભલાઇ અને ખૂબ તઅરીફ લોકોના સામે કરો. એનાથી થોડી મુદ્દતમાં તમારા દિલમાં એનું માન અને મહોબ્બત પેદા થશે અને બુરાઈના બદલે તેની ભલાઇ પેદા થશે જેથી તેનું બુરું સોચવાથી બચી જશો.

## ગુસ્સાની બુરાઇ અને તેનો ઇલાજ :

ગુસ્સામાં માણસની અક્કલ ઠેકાણે નથી રહેતી. પરિણામે એનામાં સોચવાનો હોશ બાકી રહેતો નથી. જેના કારણથી ઝબાનથી પણ ન કહેવાની વાતો તેમજ હાથથી પણ ન

કરવાના કામો થઇ જાય છે. એટલા માટે માણસે એને ખૂબ રોકવાની કોશિશ કરવી જોઇએ. એનો ઇલાજ એ છે કે જ્યારે જે માણસની ઉપર ગુસ્સો આવે તો પહેલાં તેને પોતાની પાસેથી હટી જવા કહે, જો તે ન હટે તો ખુદ ત્યાંથી દૂર થઈ જાય. પછી સોચે કે જેટલો આ માણસ મારો કુસૂરવાર છે એનાથી કંઇક ઘણો વધું હું અલ્લાહનો કુસૂરવાર છું અને જેમ કે હું ચાહું કે અલ્લાહ તઆલા મને માફ કરી આપે, એવી જ રીતે મારે પણ એને માફ કરી દેવો જોઈએ અને અઊઝુબિલ્લાહિ મિનશ્શયતાનિર રજીમ ઝબાનથી જેટલા વખત થઈ શકે પઢતા રહે, પાણી પી લે. વુઝૂ કરી ઠંડો પડે. એનાથી ગુસ્સો ખતમ થઈ જશે. પછી જ્યારે અક્કલ ઠેકાણે આવી જાય અને સોચી–સમજી સજા આપવી જ યોગ્ય લાગે તો વિચાર કરે. શરીઅતની દૃષ્ટિએ આ માણસને શું સજા કરી શકાય. જ્યારે ખૂબ ઈત્મીનાન થઇ જાય કે હા, આ માણુસને સજા દેવામાં જ એની ભલાઈ છે. દા. ત. પોતાની અવલાદ છે અથવા શાગિર્દો છે વિગેરેને યોગ્ય સજા આપે. એમાં ઝિયાદતી અથવા ઝુલ્મ ન કરે. ઈન્સાફને સામે રાખે. થોડા જ દિવસોમાં ગુસ્સો ઓછો થશે, તેજી ખત્મ થશે અને શરીઅતના કાનૂન મુજબ કામ કરશે.

## તકબ્બુરની બુરાઈ અને તેનો ઇલાજ :

આદમી પોતાની ઝાતને ઈલ્મમાં, ઇબાદતમાં, દીન–દારીમાં, માલમાં, હસબ–નસબમાં, ઇઝ્ઝત–આબરૂ વિગેરેમાં બીજાથી ઊંચો સમજે અને બીજાને તુચ્છ અને હકીર સમજે



એને તકબ્બુર અને અભિમાન કહેવામાં આવે છે. હદીષ શરીફમાં છે કે જેના દિલમાં રાઈના દાણાં બરાબર પણ તકબ્બુર હશે તે જન્નતમાં દાખલ નહિં થાય. દુનિયામાં પણ લોકો પોતાના દિલમાં એવા આદમીથી ઘણી જ નફરત કરે છે. ભલે ઝાહિરમાં તેનો ડર અને ખોફથી તેની આવ-ભગત કરે. ઈલાજ એનો એ છે કે તે માણસ પોતાની હકીકત પર વિચાર કરે કે હું વીર્યના એક નાપાક કતરાની પેદાવાર છું. હું સૌથી પહેલાં માટી હતો. પછી અલ્લાહ તઆલાએ મને અસ્તિત્વ આપ્યું અને ઈન્સાન બનાવ્યો, પછી નક્કી કરેલ વખતે હું આ દુનિયાથી રુખ્સત થઈશ અને માટી બની પાછો જમીન ભેગો થઈશ. હું કોણ છું. બધી જ ખૂબીઓ અને વખાણને લાયક ફક્ત તે ખુદાની જ જાત છે. તે હંમેશાથી છે અને હંમેશા રહેશે. મારી પાસેની બધી વસ્તુઓ એક ઘણાં જ ટૂંકા સમય માટે મારી પાસે છે. કાલે તે બીજા પાસે હશે. મને એના ઉપર ફખ્ર અને તકબ્બુરનો બિલકુલ હક નથી. જે માણસને જે કંઈ પણ મળ્યું તે ખુદાના તરફથી અને જે મહરૂમ છે તે પણ ખુદાના તરફથી. મને આપ્યું અને મળ્યું એમાં મારો શું કમાલ છે? જ્યારે તે ચાહે તે વખતે આપેલી વસ્તુ લેવા ઉપર પણ કાદિર છે. એનાથી દિલમાંથી પોતાની અઝમત નીકળી અલ્લાહની બડાઈ આવશે અને જે માણસને હકીર સમજે અને જેની પણ હકારત દિલમાં આવે તેને નમ્રતાથી મળે. તેની ઈઝઝત કરે. અલ્લાહ તઆલા એ બુરાઈથી આપણી હિફાઝત ફરમાવે. બધી જ બુરાઈઓની જડ છે.



## લોકોને દેખાડવા માટે સારા કામોની બુરાઇ અને ઇલાજ :—

કોઈ પણ સારું કામ ખુદાના સિવાય બીજી કોઇ મખ્લૂકને બતાવવા માટે કરવામાં આવશે તો કિયામતના દિવસે અલ્લાહ તઆલા તે કામને તેના મોઢા ઉપર મારી ફરમાવશે કે, જા, જેને બતાવવા માટે કર્યું હતું તેનાથી બદલો લે. મારા માટે તો થયું નથી, પછી મારાથી શેની ઉમ્મીદ રાખે છે ? ઈલાજ એનો એ છે કે દિલમાં ખ્યાલ કરે કે અલ્લાહ દરેક ખૂબી-ઓનો માલિક અને મારા ઉપર બધાંથી વધીને એહસાન કરનાર છે. કોઇને બતાવી કોઇ મને શું આપી દેવાનું છે ? બેહતર છે કે તેને જ બતાવવા માટે કરું ? જેથી કિયામતના દિવસે, સિવાય તેની ઝાતના બધા જ મોહતાજ હશે મને કામ આવી શકે અને મારી મદદ કરે.

## કન્જૂસાઈની બુરાઇ અને તેનો ઇલાજ :

ઘણા હુકૂક માણસની ઉપર ફરજ અથવા વાજિબ છે. જેવી રીતે કે ઝકાત આપવી, કુર્બાની કરવી, કોઈ મોહતાજ અને જરૂરતમંદની મદદ કરવી, પોતાના સગાં-વહાલાં સાથે નેક સુલૂક કરવો, વિગેરે.... જ્યારે કંજૂસાઇના કારણે અને દિલોમાં બુખ્લ હોવાના કારણે એ હુકૂક અદા નથી થતા તો માણસ સખ્ત ગુનેહગાર થાય છે, એ તો દીનનું નુકસાન. દુનિયાનું નુકસાન એ કે, બખિલ અને કન્જૂસ માણસને બધા જ હકારત તેમ જ ઝલીલ અને બુરી નજરોથી જુએ છે. કોઈ એના સાથે વર્તાવ કરવું બલકે બેસવું પણ પસંદ નથી કરતું. વિચાર કરો કે દુનિયાનું આ એક જ શું ઓછું

નુકસાન છે? ઇલાજ એનો એ છે કે માલની મહોબ્બત દિલથી બહાર કાઢે. જ્યારે એની મહોબ્બત નહિ હોય તો કંજૂસાઇ પણ નહિ રહે.

## આરામ અને મહેનત કરવી :

ન એટલો આરામ કરો કે, બદન ફુલી જાય–સુસ્તી પૂરા દિવસ બદનમાં રહે. હર વખત પલંગ પર જ નજર આવો. પોતાનું કામકાજ પણ બીજાઓને હવાલે કરો અને ન એટલી મહેનત કરો કે બદનના અવયવો પનાહ માંગવા લાગે. બન્ને સૂરતોમાં બીમારીઓને આમંત્રણ આપવું છે. કંઇ કામ ન હોય તો ખેતરના પણ બે ત્રણ ચક્કરો દિવસમાં લગાવી લેયા કરો. એનાથી તંદુરસ્તી રહેશે. ખોરાક હઝમ થઇ ભૂખ લાગશે, બહારની સાફ અને ચોખ્ખી હવા મળશે. દિમાગ પ્રફુલ્લિત રહેશે. દિમાગથી પણ કંઇ કામ કરી લેવું જોઇએ. એને બેકાર છોડી દેવાથી થોડી મુદ્દતમાં કંઈજ કામનું નહિં રહે. એના ઉપર એટલું બધું વજન પણ ન નાખવું જોઈએ કે બસ હર વખતે ફિકર સોચ. એનાથી એમાં કમજોરી અને ખુશ્કી પેદા થાય છે. એટલા માટે હદમાં રહી દરેક વસ્તુ કરવી જોઈએ. પઢવા, પઢાવવાનો મશગલો રાખવો જોઇએ. કુર્આને પાકની દરરોજ આદત રાખો. એટલે તિલાવતની–દીની કિતાબો વાંચવાની આદત રાખો. બારીક વાતોને સોચ્યા કરો. ગુસ્સાથી ખૂબ દૂર રહો, પરંતુ એનો અર્થ એ નથી કે કોઈના ઉપર રોકટોક જ ન રહે. એટલી બધી ખૂશી પણ ન મનાવો કે ખુદાની કુદરતથી બેનિયાઝ થઈ જાવો. તેની કુદરતને બિલકુલ ભૂલી

જાવો. તે જો ચાહે એક સેકન્ડમાં બધી ખૂશીઓને ખાકમાં મિલાવી આપે અને ન એટલો બધો રંજ અને ગમ કરો કે તેની રહમતથી બિલકુલ માયૂસ થઈ જાઓ. જો કોઈ ઘણું જ સદમાની વાત પેશ આવી જાય તો પોતાની તબીઅતને બીજી બાજુ વાળી આપો, તકલીફ ઓછી થઈ જશે. કોઇને ઘણી જ ખૂશીની વાત સંભળાવવી હોય અને તે દિલનો કમજોર હોય તો તેને એકદમ પૂરી વાત ન સંભળાવો. કહો કે, ભાઈ જો તમારું ફલાણું કામ થઈ જાય તો કેવું ? પછી કહો કે, જુઓ, અમે કોશિશ કરી રહ્યા છે. ઈ. અલ્લાહ પાકી ઉમ્મીદ છે કે થઈ જાય. ૩-૪ કલાક વિતી ગયા પછી કહો કે ભાઈ તમારું તે કામ થઈ ગયું. એ જ પ્રમાણે કોઇ ગમની વાત પણ એકદમ ન કહી સંભળાવો. કદાચ કોઈના મોતની ખબર કહેવી હોય તો કહો કે ભાઇ ફલાણા માણસની તબીયત ખરાબ તો હતી. મોત દરેકના માથા પર છે. કદી ન કદી તો આવવાનું છે પછી જ્યારે તબીયત સ્થિર થઈ જાય ત્યારે કહો.

## દવા કરાવવા વિષે અમુક જરુરી વાતો :

૧. ઈલાજ હંમેશા એવા ડૉકટરથી કરાવો જે પોતાના હુન્નરમાં માહિર હોય. અનુભવી હોય, બરાબર તહકીક કરી દવા આપતો હોય, વગર સોચે, સમજે દવા ન આપતો હોય. ફક્ત કોઇ માણસના મશહૂર થઈ જવાથી ધોકો ન ખાઈ લો.

૨. બીમારીમાં પરહેઝને દવાથી વધુ જરૂરી સમજો અને તંદુરસ્તીમાં પરહેઝ ન કરો. મોસમી ફળોને બેફિકર

શોક અને રગબત હોય તો ખાવ, પરંતુ એટલું ધ્યાનમાં રાખો કે પેટમાં બોઝ ન થાય. એટલે કે વધારે પડતું ન ખાવ કદાચ એટલું ખાય લીધું કે પેટમાં બોઝ છે તો એક ટાઈમ ફાકા (વગર ખાધે)થી ગુજારો.

૩. એમ તો દરેક બીમારીનો ઈલાજ કરાવવો જરૂરી છે; પરંતુ આ બીમારીઓના ઈલાજમાં હરગીજ ગફલત ન થવી જોઇએ અને છોકરાઓના માટે તો વધારે ખ્યાલ રાખો. ઝુકામ, ખાંસી, આંખમાં દર્દ હોય, પાંસળીઓનું દર્દ, ખાવા હઝમ ન થતું હોય, વખતો-વખત ઝાડાની શિકાયત હોય, પેચીશ, હેઝમાં ઓરતોને કમી-ઝિયાદતી, એવો તાવ જે હરવખત રહેતો હોય, યા તો ખાધા પછી થઈ જતો હોય; કોઈ ઝેરી જાનવરનું કરડી ખાવું, કોઈ ઝેરી દવા ખાય લેવી, દિલ ધડકવું, બદનનું ફરકવું, જ્યારે ભૂખ ઘણી જ વધી જાય અથવા એકદમ ઘટી જાય, પરસેવો ઘણો જ થવા લાગે અથવા બિલકુલ ન થાય અથવા કોઇ પણ વાત પોતાની આદતના વિરુદ્ધ થવા લાગે તો ડૉકટરને તરત જ મળો.

૪. નબ્ઝ (હાથ) બતાવતી વખતે અમુક ચીજોનો ખાસ ખ્યાલ રાખો જેમ કે હાથ બતાવતી વખતે પેટ ન ખૂબ ભરેલું હોય, ન એકદમ ખાલી હોય, ન એકદમ ખૂશી હોય, ન ગમ હોય, ન સૂઇને ઉઠીને એકદમ દેખાડે, ન વધુ ઉજાગરો કરી, ન કોઇ મહેનતનું કામ



કરી, ન દૂરથી ચાલીને આવ્યા પછી એકદમ દેખાડે.

**મુઆમલાત**–હુકૂકે :

**નફ્સનો હક** :–હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (ર. અ.)થી નકલ કરવામાં આવ્યું છે કે હુઝૂર (સલ.)એ રાતે વધુ પડતી ઈબાદત અને વધુ નફ્લ રોઝા રાખવાની મનાઈ ફરમાવી છે કે તમારા બદન તેમજ તમારી આંખોનો પણ તમારા ઉપર હક છે. (બુખારી, મુસ્લિમ)

**ફાયદો** :– અર્થ એ કે વધુ મેહનત અને વધુ જાગવાથી તંદુરસ્તી અને આંખો ખરાબ થઈ જશે.

**માં-બાપના હક** :– હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે મુસલમાનો ! પોતાના માં-બાપ સાથે નેકી કરો કે તમારી અવલાદ પણ તમારા સાથે નેકી કરશે. (અદબુલ મુફરદ)

હદીસ શરીફમાં છે કે જે માણસ વધુ પડતી રોઝીનો ખ્વાહીશમન્દ હોય અને ઉમરમાં બરકત ચાહતો હોય તો રિશ્તેદારો સાથે સિલારહમી કરે અને માં–બાપ સાથે સારો વર્તાવ કરે. (મુસ્નદે અહમદ)

કબીરહ ગુનાહોમાં બધાથી મોટો ગુનોહ અલ્લાહથી શિર્ક કરવો અને માં–બાપની નાફરમાની કરવી છે. (બુખારી)

**મીયાં-બીવીના હક** :– હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ.)થી પૂછવામાં આવ્યું





કે કઇ ઓરત બધાંથી સારી છે ? આપ (સલ.)એ ફરમાવ્યું તે ઓરત કે જ્યારે શૌહર તેને જુએ તો ખુશ થઇ જાય અને કોઈ કામ કરવાનો તેને હુકમ આપે તો બજાવી લાવે, અને તેની ગેર હાજરીમાં પોતાની ઝાત અને તેના માલમાં ખયાનત ન કરે. (નસઈ)

ખાસ – [હઝરત હકીમ બિન મુઆવિયહ (રદિ.)થી રિવાયત છે કે મેં અલ્લાહના રસૂલ (સલ.)થી પૂછયું કે અમારી ઓરતના અમારા ઉપર શું શું હક છે ? આપ (સલ.)એ ફરમાવ્યું કે જેવું તમે ખાઓ તેને પણ ખવડાવો અને જેવું કપડું તમે પહેરો તેને પણ પહેરાવો અને તેના મોઢા પર ન મારો. (કસૂરવાર હોય તો પણ મોઢા પર ન મારો અને બેકસૂર હોય તો દરેક જગાએ મારવું ખરાબ છે.) (અબૂ દાવૂદ)]

હઝરત ઉમ્મે સલમહ (રદિ.) ફરમાવે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જે ઓરતનો એ હાલમાં ઈન્તેકાલ થાય કે એનો શૌહર એનાથી નારાજ હોય તે જન્નતમાં ન જશે. (મિશ્કાત)

[નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે ખુદા તઆલા કિયામતના દિવસે તે ઓરતોના તરફ નજર ઉઠાવીને પણ ન જોશે જે પોતાના શૌહરની નાશુક્રી કરતી હોય.] (નસઈ)

**અવલાદના હુકૂક** :– હદીષ શરીફમાં છે કે જ્યારે તમો એક બેટાને કોઇ વસ્તુ આપો તો બીજાને પણ તે જ પ્રમાણે આપો. નહિ તો તે બેઇન્સાફી થશે અને બેઈન્સાફી બુરી ચીજ છે. (તિરમિઝી)



રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું, તમો પયગમ્બરોના નામ પ્રમાણે નામ રાખ્યા કરો અને અલ્લાહ તઆલાને વધુ પ્યારું નામ અબ્દુલ્લાહ અને અબ્દુર્રહમાન છે અને વધુ સાચું અને પસંદ નામ હારિસ અને હમામ છે.

(અબૂ દાવૂદ, નસઇ)

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે મુસલમાનો ! પોતાની અવલાદની સારી તરબિયત કર્યા કરો. (તબરાની)

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે તમે પોતાની અવલાદને બધાથી સારી જે વસ્તુ આપી શકો તે અવલાદની તઅલીમ અને તરબીયત છે. (મિશ્કાત)

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે પોતાની અવલાદને નમાઝ પઢવાની તલ્કીન કરો. જ્યારે તે સાત વરસની હોય અને દસ વરસ પછી જો ન પઢે તો તેમને સજા આપો.

(મિશ્કાત શરીફ)

રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે બધાંથી વધુ પોતાની અવલાદ ઉપર ખર્ચ કરવાનો સવાબ છે, પછી જે માણસો સગાઈમાં ગરીબ હોય. (તબરાની)

**ભાઈ-બહેનોના હુકૂક** :- હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે મોટાભાઈનાં હક નાના ભાઇઓ ઉપર એવા જ છે જેવા કે બાપના હુકૂક અવલાદ ઉપર. (મિશ્કાત)

રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે જે માણસે બે અથવા ત્રણ બેટીઓની અથવા બે-ત્રણ બહેનોની પરવરિશ કરી,



અહિંયા સુધી કે તે શાદીથી ફારિગ થઈ જાય અથવા તો તેમને મોત આવી જાય તો હું અને તે માણસ જન્નતમાં આ પ્રમાણે રહીશું જેવી રીતે કે આ બે આંગળીઓ અને પછી હુઝૂરે (સલ.) પોતાની શહાદતની અને તેની સાથેની આંગળી મુબારક તરફ ઈશારો કર્યો. (અદબુલ મુફરદ)

**પડોશીઓના હક :–** રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે મને તે પરવરદિગારની કસમ જેના કબ્જામાં મારી જાન છે કોઇ મુસલમાન મુસલમાન નથી, જ્યાં સુધી કે તે પોતાના પડોશી માટે પણ તે જ ભલાઈ ચાહે જે પોતાના માટે ચાહે છે. (સહીહ મુસ્લિમ)

**યતીમના હુકૂક :–** રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે મુસલમાનોના ઘરોમાં બધાંથી બેહતર તે ઘર છે કે જેમાં કોઇ યતીમ હોય અને ઘરવાળા તેના સાથે સારો સુલૂક (વર્તણૂંક) કરે અને બધાંથી બદતર તે ઘર છે કે જેમાં કોઇ યતીમ હોય અને ઘરવાળા તેની સાથે બુરી વર્તણૂંક કરે.

(ઈબ્ને માજહ)

**દોસ્તોના હુકૂક :–** રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે પોતાના દોસ્તોનો એઅઝાઝ એવી રીતે ન કરે કે જે એના ઉપર ભારે ગુજરે. ફાયદો : એટલે કે હરેક માણસ સાથે તેના મરતબાના મુતાબિક વર્તાવ કરો.

**આમ મુસલમાનોના હુકૂક :–** હિફાઝતે મુસ્લિમ (રક્ષણ): રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે પાકો મુસલમાન તે છે કે જેની ઝબાન અને હાથની ઈજાથી તમામ મુસલમાનો મહફૂઝ





રહે. (બુખારી) તિરમિઝી શરીફમાં એટલો વધારો છે કે કામિલ મોઅમિન તે છે કે જેને લોકો પોતાની જાન અને માલમાં અમાનતદાર સમજે. (તિરમિઝી)

**દોસ્તોની દિલશિકની :-** રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે અલ્લાહના બંદાઓમાં બધાંથી બદતર તે માણસો છે કે જે લોકોની ચુગલીઓ ખાય છે અને દોસ્તોમાં જુદાઇ કરાવે છે. (મુસ્નદે અહમદ, બયહકી)

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે પોતાના દોસ્ત સાથે વાદવિવાદ ન કરો અને ન તેની સાથે એવી દિલ્લગી કરો જે એને નાપસંદ હોય અને તેની સાથે એવો વાયદો ન કરો, જે તમો પૂરો ન કરી શકો. (તિરમિઝી)

**મશ્વેરો આપવો :-** રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જ્યારે તમારાથી તમારો ભાઈ કોઇ વાતમાં મશ્વેરો લેવા ચાહે તો તેને સારો મશ્વેરો આપ્યા કરો. (ઇબ્ને માજહ)

**લોકો પર રહમ કરવી :-** રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા એવા માણસ પર રહમ નથી કરતો કે જે લોકો ઉપર રહમ નથી કરતો. (બુખારી)

**મુસલમાનને હકીર સમજવો :-**

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે મુસલમાન માટે એ બુરાઈ પૂરતી છે કે તે પોતાના ભાઇને હકીર (તુચ્છ) સમજે. મુસલમાનની બધી ચીજો બીજા મુસલમાનના ઉપર હરામ છે. એટલે કે એની જાન, એનો માલ અને એની આબરૂ.





(એટલે કે ન તેની જાનને તકલીફ આપવી જાઈઝ છે, ન તેના માલને નુકસાન કરવું જાઈઝ છે અને ન તેની આબરૂ-ઇઝઝત ઉપર ધબ્બો લગાડવો જાઇઝ છે એટલે કે ગીબત કરીને યા એની ઢંકાયેલી કોઈ એબ લોકોની સામે લાવીને.) (મુસ્લિમ)

## દોસ્તથી મુલાકાત :-

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું; જ્યારે કોઈ મુસલમાન પોતાના ભાઈની બીમારપુરસી કરે છે અથવા એમ જ મુલાકાત માટે જાય છે તો અલ્લાહ તઆલા ફરમાવે છે તું પણ પાકીઝહ છે અને તારું ચાલવું પણ પાકીઝહ છે. તેં જન્નતમાં પોતાની જગ્યા બનાવી લીધી. (તિર્મિઝી)

## તઅલ્લુક તોડવો :-

રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે કોઇ માણસ માટે જાઈઝ નથી કે કોઇ મુસલમાનને ત્રણ દિવસ સુધી અલગ રાખે. જ્યારે ત્રણ દિવસ પૂરા થઈ જાય ત્યારે તેનાથી મળે અને તેને સલામ કરે. (બુખારી, મુસ્લિમ)

## આપસમાં મેળાપ કરાવવો :-

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે તે માણસ જૂઠો નથી જે માણસોની વચ્ચે સુલેહ કરાવવા કોઈ વાત કહે.

(અદબુલ મુફરદ)

## રસ્તાના હુકૂક :-

રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે રસ્તા પર બેસવાથી બચો. અગર તમો બચી ન શકો તો રસ્તા ઉપર બેસવાના હક્ક અદા કરી લેયા કરો. સહાબા (ર. ત. અ.)એ પૂછ્યું કે હે



અલ્લાહના રસૂલ (સલ.) ! રસ્તાના હુકૂક શું છે? આપે ફરમાવ્યું કે આંખોને બંધ કરવી, એટલે કે હરામ ચીઝોના ઉપર નજર ન નાખે અને ઈજાથી બચવું, એટલે કે કોઈ હરકત એવી ન કરવી કે જેનાથી રસ્તે ચાલવાવાળાઓને તકલીફ થાય અને સલામનો જવાબ આપવો અને લોકોને શરીઅતે બતાવેલી વાતોથી વાકેફ કરવા, એટલે ભલાઈનો હુકમ કરવો અને બુરી વાતોથી રોકવું. (મિશ્કાત)

**આમ મુસલમાનોના હુકૂક :–**

ઈમામ અસ્ફહાનીએ તરગીબો તહરીબમાં હઝરત અલી (રદિ.)થી નકલ કર્યું છે કે અજનબી મુસલમાનોના હુકૂક નીચે પ્રમાણે છે :

૧. મુસલમાન ભાઈની ભૂલને માફ કરે.
૨. તેના રડવા પર રહમ કરે.
૩. તેની એબને ઢાંકે.
૪. તેના ઉઝરને કબૂલ કરે.
૫. તેની તકલીફને દૂર કરે.
૬. હમેશા તેની ભલાઇ ચાહે.
૭. તેની હિફાઝત અને તેનાથી મહોબ્બત કરે.
૮. બીમાર હોય તો તેની ઈયાદત કરે.
૯. ઈન્તેકાલ થાય તો તેના જનાઝામાં શિરકત કરે.
૧૦. તેની દાવત કબૂલ કરે.
૧૧. તેનો હદિયો (ભેટ) કબૂલ કરે.
૧૨. તેના એહસાનનો બદલો આપે.
૧૩. તેની નેઅમતોનો શુક્રિયહ અદા કરે.
૧૪. વખત પર તેની મદદ કરે.

૧૫. તેના બાલબચ્ચાની હિફાઝત કરે.
૧૬. તેની જરૂરત પૂરી કરે.
૧૭. તેની દરખ્વાસ્તને સાંભળે.
૧૮. તેની શિફારીશ કુબૂલ કરે.
૧૯. તે છીંક ખાય ને અલ્હમ્દુલિલ્લાહ કહે તો જવાબમાં યરહમુકુમુલ્લાહ કહે.
૨૦. તેની ખોવાયેલી ચીજ તેના સુધી પહોંચાડે.
૨૧. તેની સલામનો જવાબ આપે.
૨૨. નરમી અને ખુશઅખ્લાકીથી તેની સાથે વાતચીત કરે.
૨૩. તેની સાથે એહસાન કરે.
૨૪. જો તે તેના ભરોસા પર કસમ ખાઈ લે તો તેની કસમ પૂરી કરે.
૨૫. તેની ઉપર કોઇ ઝુલ્મ કરે તો તેને રોકી દે.
૨૬. તેના સાથે દુશ્મની ન રાખે.
૨૭. તેને ઝલીલ અને રુશ્વા ન કરે.
૨૮. જે વાત પોતાના માટે પસંદ કરે તે તેના માટે પણ પસંદ કરે.
૨૯. અંદરો અંદર કંઈક અણબનાવ થઇ જાય તો ત્રણ દિવસથી વધુ તેના સાથે કંઇ વાતચીત બંધ ન કરે.
૩૦. તેની સાથે બદગુમાની ન કરે.
૩૧. ભલાઇનો હુકમ આપે, બુરાઇથી રોકે.
૩૨. નાના પર રહમ, મોટાઓની ઇઝઝત કરે.

**અવલાદના હુકૂક :–**

જે પ્રમાણે માં–બાપના હક અવલાદ પર છે એ જ પ્રમાણે અવલાદના પણ માં–બાપ પર હુકૂક છે. જેની અદાયગી



માં–બાપ માટે પણ જરૂરી છે :

૧. બચપણમાં પ્યાર, મહોબ્બત તેમજ શફકત સાથે તેમની પરવરિશ કરવી.
૨. તેમને ઇલ્મે દીન તેમજ અદબ શીખવવું પણ માં–બાપ માટે જરૂરી છે.
૩. ખરાબ આદતોથી અવલાદને બચાવે.
૪. છોકરીઓથી દિલતન્ગ ન થવું તેમની પરવરિશની પણ ઘણી ફઝીલત આવી છે.
૫. નિકાહના કાબિલ થાય ત્યારે દીનદાર છોકરા–છોકરીઓથી નિકાહ કરાવવા.

## ઉસ્તાદ તેમજ પીરના હુકૂક :-

ઉસ્તાદ અને પીર બાતિની તરબિયતના લિહાઝથી પોતાના બાપની જેમ છે. તેમનો અદબ, એહતેરામ, ખેરખ્વાહી, હમદર્દી ઘણી જ જરૂરી છે. ઉસ્તાદનો અદબ ફક્ત તાલીમ દરમ્યાન જ નહી, હંમેશાના માટે એહતેરામ કરવો જોઈએ. હઝરત અલી (રદિ.)નું ફરમાન છે કે, જેણે મને એક શબ્દ શીખવ્યો હું તેનો ગુલામ છું, ચાહે તો તે મને વેચી નાખે. ઉસ્તાદ તેમજ પીરની અવલાદનો પણ થઇ શકે તો અદબ કરે. કોઇ મોહદ્દિસનો બનાવ મશહુર છે કે ઉસ્તાદની અવલાદના અદબમાં ઘણી વખત સબક પઢાવતાં-પઢાવતાં પોતાની જગ્યાએથી ઊભા થયા.

## શાગિર્દ તેમજ મુરીદના હુકૂક :

શાગિર્દ તેમજ મુરીદ પોતાની અવલાદના સમાન છે. તેમની સાથે શફકત તેમજ મહોબ્બતનો મુઆમલો કરવો



જોઇએ. તેમનો વખત ઉસ્તાદ તેમજ પીરના હાથમાં અમાનત છે. થઇ શકે ત્યાં સુધી તેમના વખતનો સદ્ ઉપયોગ થાય એવો ખ્યાલ હંમેશા રાખવો જોઇએ.

**મહેમાનના હુકૂક :**

૧. મહેમાન કોઈ તમારા ઘર પર આવે તો પહેલા ખુશીનો ઈઝહાર કરવો.

૨. રવાનગી વખતે કમથી કમ દરવાજા સુધી જવું.

૩. એના મઅમુલાતની જાણકારી મેળવી તે પ્રમાણે ઈન્તેઝામ–ખાવું કઇ જાતનું, ચા કઇ પ્રકારની, સૂવા–ઉઠવાનો ટાઈમ, પેશાબખાનું, ગુસલખાનું વિગેરે બતાવી આપવું જેથી જરૂરતના મોકા પર તેને આરામ રહે.

૪. થઈ શકે ત્યાં સુધી પોતાના હાથથી તેની ખિદમત કરે. નમ્રતાથી તેના સાથે પેશ આવે.

૫. કમથી કમ એક દિવસ તેના માટે પુર તકલ્લુફ ખાવાનો ઈન્તેઝામ કરે. જો થઇ શકે તો વધુમાં વધુ ત્રણ દિવસ. પછી મહેમાન, મેઝબાનને કામ પૂરું થઇ જાય તો તકલીફ ન આપે. હા, જો મહેમાન જ પોતાની ખુશીથી વધુ રહેવા માટે આગ્રહ કરે તો તે વાત અલગ છે. ત્રણ દિવસ પછી મહેમાન વધુ રોકાશે તો તે મેઝબાનનું મહેમાન ઉપર એહસાન ગણાશે.

**મેઝબાનના હુકૂક :**

૧. મેઝબાનના ઘરે કોઈ પણ વસ્તુમાં તેની મરજી વિરુદ્ધ દખલ ન આપે, ન તેની બેઠક-ઉઠકમાં, ન રહેણી-કરણીમાં,

ન પહેરવા–ઓઢવામાં, ન ખાવા–પીવામાં, ન અન્ય કોઈ ચીઝમાં.

૨. કોઈના ઘરે મહેમાન જતાંની સાથે જો ખાવાનો વિચાર ન હોય તો (ખ્વાહ તમે ખાઇ ચૂકયા છો એટલા માટે અથવા રોઝાથી છો અથવા અન્ય કોઈ કારણુસર) જણાવી આપો કે હું હમણા ખાવું ન ખાઈશ. કંઈ એવું ન થાય કે તે તમારા માટે તકલીફ ઉઠાવી ખાવું બનાવે અને બીલકુલ ખાવાના વખતે ઈન્કાર કરી આપો. એનાથી તે બિચારાને ઘણી જ તકલીફ થશે. જે અખ્લાકના ખિલાફ છે.

૩. એ જ પ્રમાણે મહેમાનના માટે જરૂરી છે કે કોઈની દઅવત મેઝબાનની રજા વગર કુબૂલ ન કરે. થઇ શકે છે કે ખબર કર્યા વિના તમે કોઇની દઅવત કુબૂલ કરો અને તે અજાણમાં તમારા માટે ખાવું પકાવે.

૪. મહેમાન માટે જરૂરી છે કે જ્યાં પણ જાય મેઝબાનને ખબર આપી જાય, જેથી ખાતી વખતે બીજી કોઇ જગ્યાએ તલાશ કરવાની તકલીફથી મહફુઝ રહે.

## ગેર મુસ્લિમના હુકૂક : ખાસ

ફક્ત આદમી હોવાની હેસિયતથી આ વાતોનો ખ્યાલ જરૂરી છે, ભલે તે મુસલમાન નથી :

૧. કુસુર વિના (વગર ગુના) કોઇ પણ ગેર મુસ્લિમને જરા પણ તકલીફ ન આપે.

૨. કુસુર વિના કોઈની સાથે બદઝુબાની ન કરે. એટલે કે ગાળ ન આપે અથવા બીજું કંઈ ખરાબ ન બોલે.

૩. કોઈ ગેર મુસ્લિમને ફાકામાં જુએ તો તેને ખાવું આપી દે. બીમાર જુએ તો દવા કરી આપે.
૪. જે સૂરતોમાં શરીઅતે તેમને સજા આપી છે તેમાં ઝુલ્મ-ઝિયાદતી ન કરે, તેમને તરસાવે નહિ.

## ★ ખૂશ્બૂ ★

હઝરત રસૂલુલ્લાહે (સલ.) ફર્માવ્યું કે અલ્લાહ તઆલા પાક છે, પાકીને પસંદ ફરમાવે છે. કરીમ છે, કરમને પસંદ ફરમાવે છે. સખી છે, સખાવતને પસંદ ફરમાવે છે. એટલા માટે પોતાના મકાન તેમજ આંગણાંને સાફ રાખો.

એક સહીહ રિવાયતમાં હુઝૂરે (સલ.) ફરમાવ્યું કે અલ્લાહ તઆલાનો હર મુસલમાન પર એ હક છે કે સાત દિવસમાં એક વાર ગુસલ કરે. જો તેના પાસે ખૂશ્બૂ હોય તો તે પણ લગાવે અને ખૂશ્બૂમાં એ ખાસિયત હોય છે કે ફરિશ્તાઓ તેનાથી મહોબ્બત કરે છે. જેણે ખૂશ્બૂ લગાવી હોય અને શયતાન તે માણસથી નફરત કરે છે. શયતાનના માટે બધાથી વધુ દિલપસંદ ચીઝ બદબૂ છે.

(ઝાદુલ મઆદ)

**નઝર લાગવું :**

હઝરત અસ્મા બિન્તે ઉમૈસ (રદિ.)થી રિવાયત છે, મેં એક વખત હુઝૂર (સલ.)થી અર્ઝ કરી કે, હે અલ્લાહના રસૂલ (સલ.) ! ઇબ્ને જઅફરને નઝર લાગી જાય છે શું હું તેમના માટે ઝાળફૂંક કરાવી લઉં ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, હા, અગર કોઈ વસ્તુ કઝાથી આગળ વધી જાત તો તે નઝર હોય શકત. (આ હદીસ સહીહ છે.)

હદીષે પાકમાં કોઇ સારી વસ્તુ જોઇ "માશા અલ્લાહુ લા કુવ્વત ઇલ્લાબિલ્લાહ" પઢવાનો હુકમ આવ્યો છે.

એક હદીસે પાકમાં હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે કોઇ માણસને એવો ખૌફ હોય કે મારી નઝર સામેવાળા માણસને લાગી જશે (એટલે કે ખૂબ સારી વસ્તુ હોય અથવા ખૂબસૂરત માણસને જોઇ તેને તે ઘણો જ પસંદ આવે) તો તરત જ પોતાના દિલમાં તેના માટે બરકતની દુઆ કરે, જેના અલ્ફાઝ આ છે, "અલ્લાહુમ્મ બારિક અલયહ."

હુઝૂર (સલ.)ની ખાસ દુઆ નઝર અને તમામ બીમારીઓ માટે આ હતી, "અઝહિબિલબાસ રબ્બન્નાસ વશિફ અન્ત શ્શાફી લા શિફાઅ ઇલ્લા શિફાઅક લા યુગાદિરુ સકમા."

**બીમારના હુકૂક :-**

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે મુસલમાનો જ્યારે તમો કોઇ બીમારના પાસે જાવો તો તેને વધુ જીવવાની ખુશખબરી આપો, કારણ કે તમારા કહેવાથી કોઈ માણસની ઝિંદગી લાંબી તો નથી થતી, પણ બીમારની તબિયત ખૂશ થઇ જશે. (તિરમિઝી, ઈબ્ને માજહ) બીમારની મુનાસિબ બીમારપુરસી એ છે કે એના પાસેથી જલ્દી ઉઠી જવામાં આવે.

**મિસ્કીનનો હક્ક :-**

રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે મારી મખ્લૂકમાંથી કોઇ એવા કમઝોર અને આજિઝ માણસ સાથે જેણે ભલાઈ કરી કે જેનું કોઇ કિફાયત કરવાવાળું નથી તો એવા બંદાઓની કિફાયતનો હું ઝિમ્મેદાર છું. (ખતીબ)

**જાનવરનો હક્ક :-**

રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે હર તે જાનવર કે જેને ભૂખ–તરસ લાગે છે તેને ખવડાવવામાં સવાબ છે.

(બુખારી, મુસ્લિમ)

**નોકરોના હુકૂક :-** ખાસ

હઝરત રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું; કે લોંડી અને ગુલામ (નોકરો) તમારા ભાઈ છે. ખુદા તઆલાએ તેમને તમારા કબ્જામાં રાખેલા છે અને ખુદા તઆલાએ જે કોઈને કોઈના કબ્જામાં રાખેલા હોય તો તેમને તેવું જ ખવડાવે જે પોતે ખાય છે, અને તેમને તેવું જ પહેરાવે જે પોતે પહેરે છે, અને તેમના ઉપર કામનો તેટલો જ બોજ નાખે, જે તેમની તાકાત પ્રમાણે હોય. અગર તે એ કામને ન કરી શકતો હોય તો પોતે તેના કામમાં મદદ કરે.

(બુખારી, મુસ્લિમ)

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જો તમારામાંથી કોઈનો નોકર ખાવા લાવે અને તેણે ખાવા તૈયાર કરવા માટે ધુમાની તકલીફ ઉઠાવી હોય તો જો તમો તેને પોતાની સાથે ખાવા ન બેસાડી શકતા હોય તો તેને એક બે લુકમા જરૂર આપી દેયા કરો. (બુખારી, મુસ્લિમ, ઈબ્ને માજહ)

## ★ રોઝી કમાવવી ★

**માલની કદર :-**

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ દોલતને નાપસંદ કરે તેમાં કોઈ ખૂબી નથી. કારણ કે એનાથી સગાં-



વહાલાઓના હુકૂક અદા કરી શકાય છે, અને અમાનત તેના માલિકોને સુપ્રત કરી શકાય છે, અને એની બરકતથી આદમી દુન્યાવાળાઓથી બેનિયાઝ બની શકે છે. (બયહકી)

**અલ્લાહના તરફથી જે કંઈ પણ મળે એનાથી રાજી રહેવું :-**

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા પોતાના બંદાઓને જે કંઇ પણ આપે છે તેનાથી તેમનું ઇમ્તિહાન કરે છે. જો તે તેનાથી રાજી થઈ જાય તો તેમની રોજીમાં બરકત કરે છે અને રાજી ન હોય તો એમની રોજીમાં વધારો નથી કરતો. (મુસ્નદે અહમદ)

રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે જે માણસ અલ્લાહની થોડી રોજી પર રાજી થઇ જાય છે તો અલ્લાહ તઆલા તેના થોડા અમલ પર રાજી થઈ જાય છે. (બયહકી)

**હલાલ રોજીની ઢુંઢ :-**

રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું અલ્લાહ તઆલા એ વાતને પસંદ કરે છે કે તે પોતાના બંદાને હલાલ રોજીની તલાશમાં મહેનત કરતો અને તકલીફ ઉઠાવતો જુએ. (તિરમિઝી)

**પોતાના હાથની કમાઈ :-**

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જે ચીઝ તમો ખાવો છો, એમાંથી બધાંથી સારી તે છે જે તમે પોતાના હાથથી કમાઇને ખાવ અને તમારી અવલાદની કમાઈ પણ જાઈઝ છે. (તિરમિઝી, નસઈ, ઇબ્ને માજહ)





## હલાલની કમાઇ :-

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ મુકર્રર કરેલ ફરજોના પછી હલાલ રોઝી કમાવવી પણ ફર્ઝ છે. (બયહકી, મિશ્કાત)

## રોઝી ઢુંઢવાનો વખત :-

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે રોઝીની તલાશ માટે સવારે નીકળી જયા કરો. કારણ કે કામોમાં એનાથી બરકત થાય છે. (તબરાની)

## મુઆમલામાં નરમી :-

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે ખુદા રહમ કરે તે માણસના ઉપર કે જે ખરીદ–વેચાણ કરતી વખતે તેમજ કોઈના સાથે લેવડ–દેવડમાં નરમી કરે છે. (બુખારી)

## મજદૂરનું મહેનતાણું :-

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે મજદૂરને તેનો પસીનો સૂકાય તે પહેલાં મજદૂરી આપી દેયા કરો. (ઇબ્ને માજહ)

## સાચો સોદાગર :-

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે સાચો અને અમાનતદાર સોદાગર નબીઓ, સિદ્દીકીન અને શોહદાના સાથે કિયામતના દિવસે હશે. (તિરમિઝી)

## માપ અને તોલમાં કમી કરવી :-

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે (માપવા અને તોલવાવાળાઓને) તમારા હાથમાં બે એવા કામ છે કે જેના



સબબ તમારાથી પહેલી કોમો હલાક થઇ. (તિરમિઝી)

## અનાજને જરૂરતના વખતે રોકી રાખવું :–

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે વેપારીને અલ્લાહના તરફથી રિઝક આપવામાં આવે છે. અનાજને મોંઘું થાય ત્યારે વેચવાના ખ્યાલથી રોકી રાખનાર મલઉન છે. (મિશ્કાત, દારમી, ઈબ્ને માજહ)

## કરજદારની મદદ :–

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે મારી ઉમ્મતનો કોઈ માણસ કર્જના બોજ નીચે દબાય પછી તે તેને અદા કરવાની પૂરી કોશિશ કરે પણ તે અદા કરવાથી પહેલાં મરી જાય તો હું તેનો મદદગાર છું. (મુસ્લિમ)

## કર્જ લેવાથી બચવું :– બુખારી

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે મુસલમાનો કર્જ લેવાથી બચો, કારણ કે તે રાતના વખત રંજ અને ગમ પેદા કરે છે અને દિવસે માણસને બેઇઝઝત બનાવે છે. (મુસ્નદે અહમદ)

## કર્જ અદા કરવાની શક્તિ ન હોય તો કર્જ લેવું ન જોઇએ :–

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે કોઈ માણસ થીંગડાં પર થીંગડાં મારી ફાટેલું કપડું પહેરે તો તેનાથી તો સારું જ છે કે કોઈના પાસેથી કર્જ લે, અને એને દેવાની શક્તિ ન હોય. (મુસ્નદે અહમદ)



## ✻ વ્યાજની હુરમત ✻

**વ્યાજ લેવું પોતાની માં સાથે ઝિના કરવાથી પણ વધુ ગુનાહનું કામ છે :-**

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે વ્યાજના ગુનાહના ૭૦ (સિત્તેર) હિસ્સા છે, અને એક મામૂલી હિસ્સાનો ગુનોહ એવો છે કે કોઈ માણસ પોતાની માં સાથે ઝિના કરે.
(મિશ્કાત)

**વ્યાજ ખાનાર, ખવડાવનાર, લખનાર અને ગવાહ બધાં જ બરાબર :-**

રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે વ્યાજનો ખાનાર (લેનાર), ખવાડનાર (દેનાર), લખનાર અને ગવાહ બધાં જ બરાબરના ગુનેહગાર છે, અને બધા પર લઅનત ફરમાવી.
(બુખારી, મુસ્લિમ)

**લાંચ અને રિશ્વતની હુરમત :-**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે હઝરત રસૂલે પાક (સલ.)એ રિશવત દેવા અને લેવાવાળા બન્નેના ઉપર લઅનત ફરમાવી છે. હઝરત સઅબાનની રિવાયતમાં એ પણ વધારો છે કે આપે તે માણસ ઉપર પણ લઅનત ફરમાવી છે જે એ બેના દરમ્યાન મઆમલો નક્કી કરે.
(બયહકી)

હદીષ શરીફમાં છે કે રિશવત દેવાવાળા અને લેવાવાળા બન્નેને દોઝખની આગમાં ફંગોળવામાં આવશે.



ખાસ — **ફાયદો :–** જ્યાં રિશ્વત દેયા વગર ઝાલિમના ઝુલ્મથી ન બચી શકાય ત્યાં લાચારીએ દેવું જાઈઝ છે, અને લેવું ત્યાં પણ હરામ છે. (હયાતુલ મુસ્લિમ)

**ખાવાની દઅવત :–**

હઝરત રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે જ્યારે કોઈ માણસ વલીમહની દઅવત કરે તો કબૂલ કરી લેવી જોઈએ. (બુખારી, મિશ્કાત)

હઝરત રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે જે માણસને ખ્વાહ શાદીના ખાવા પર કે ગેરે શાદીના ખાવા પર બોલાવવામાં આવે છે, તો તેની દઅવત કબૂલ કરવી જોઈએ. ત્યાં જઈને પછી ચાહે તો ખાય અથવા ન ખાય.

(મુસ્લિમ, મિશ્કાત)

**ફાસિકની દઅવત :–**

ફાસિક તે માણસને કહેવામાં આવે છે કે જે ખુલ્લમ ખુલ્લા કબીરહ ગુનાહમાં મુબ્તલા હોય.

હઝરત રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે ફાસિકની દઅવતને કબૂલ ન કરો. (મિશ્કાત)

**દિલમાં ભૂખના લઇ ખાવાની તમન્ના હોય છતાં ના કહેવું :–**

એક સહાબીનું બયાન છે કે, હઝરત (સલ.)ની સામે ખાવા લાવવામાં આવ્યું, પછી એમની સામે જ અમે કહ્યું કે ખ્વાહિશ નથી. (હાલાં કે ભૂખ્યા હતા) હુઝૂરે ફરમાવ્યું કે



ભૂખ અને જૂઠને સાથે ભેગું ન કરો. (ઇબ્ને માજહ, મિશ્કાત)

## ભેગા મળીને ખાવામાં બરકત છે :-

એક સહાબીનું બયાન છે કે અમે હઝરતને ફરિયાદ કરી કે યા રસૂલલ્લાહ ! અમે ખાવા ખાઇએ છીએ, પરંતુ પેટ નથી ભરાતું. આપે ફરમાવ્યું કે તમે મળીને ખાવો છો યા અલગ અલગ. અમે અરજ કરી, અલગ અલગ. આપે ફરમાવ્યું કે દસ્તરખ્વાન પર મળીને ખાય લેયા કરો, અને બિસ્મિલ્લાહ પઢી લેયા કરો, તમારા ખાવામાં બરકત થશે. (અબૂ દાવૂદ)

## ★ પ્રશંસાપાત્ર આદતો ★

## સારા અને નેક કામને રિવાજ આપવાનો સવાબ :-

હઝરત રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે જે માણસ ઇસ્લામમાં (કોઈ ફાસિદ સંસારમાં) સારા અને નેક રસ્તાને રિવાજ આપે છે, તો તે રસ્તા અને સારી આદતને રિવાજ આપવાનો તેમજ તેના પછી જેટલા માણસો તે આદતો (ચારિત્ર)ને ગ્રહણ કરી તેના ઉપર અમલ કરશે તે બધાનો સવાબ પેલા માણસને મળશે અને અમલ કરવાવાળાઓના સવાબમાં કમી નથી થતી અને જે માણસ કોઈ બુરી આદતને રિવાજ આપે છે, તો ખુદ તે બુરી આદતને રિવાજ આપવાનો તેમજ તેના પછી જેટલા માણસો તે બુરાઈ ઉપર ચાલશે તે બધાનો ગુનોહ તે માણસના માથે હશે અને અમલ કરવાવાળાઓને જે ગુનોહ થશે તેમાં પણ કંઈક કમી નહિ આવશે.

(ઈબ્ને માજહ)



## અલ્લાહના ઉપર ભરોસો અને તકદીરથી રાજી રહેવું :-

હઝરત રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે મારી ઉમ્મતમાંથી ૭૦ હજાર માણસો વગર હિસાબે જન્નતમાં દાખલ થશે. તે તે માણસો હશે જે મંતર નથી કરાવતા, અને કોઈ વસ્તુથી બદફાલી નથી લેતા અને પોતાના પરવરદિગાર પર ભરોસો કરે છે. (બુખારી, મુસ્લિમ)

## સચ્ચાઈ અને ઈન્સાફથી ખુશહાલી :-

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે મારી ઉમ્મત ત્યાં સુધી ખુશહાલ રહેશે કે જ્યાં સુધી આ ત્રણ આદતો એમાં બાકી રહેશે (૧) જ્યારે વાત કરે ત્યારે સાચું બોલે (૨) જ્યારે લોકોના મુઆમલાતમાં ફેંસલો કરે ત્યારે ઈન્સાફને હાથથી ન છોડે (૩) જ્યારે એમનાથી રહમની દરખાસ્ત કરવામાં આવે ત્યારે કમજોરો પર રહમ કરે.

(બુખારી, મુસ્લિમ)

## જન્નતની ઝિમ્મેદારી :-

હઝરત રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે જો તમે છ વાતોની ઝિમ્મેદારી લો તો હું તમારા માટે જન્નતનો ઝિમ્મેદાર છું ૧. જ્યારે બોલો તો સાચું બોલો. ૨. જ્યારે કોઇને વાયદો કરો તો પૂરો કરો. ૩. અમાનતમાં ખયાનત ન કરો. ૪. પોતાની નજરોને નીચી રાખો. ૫. ઝુલ્મ ન કરો. ૬. પોતાના નફસની લગામ ઢીલી ન મૂકો.

(મુસ્નદે અહમદ, હાકિમ)

## ઉઠવા–બેસવાની રીત :–

**પલાંઠી વાળીને બેસવું :–** હઝરત રસૂલુલ્લાહ (સલ.) ચાર જાનુ (પલાંઠી) લગાવીને પણ કદી બેસતા હતા અને કદી ગૂંઠણો ઉભા રાખી બગલ મુબારકમાં હાથ નાખી બેસતા હતા અને કદી ડાબી કરવટ પર તકીયાનો સહારો લગાવી પણ બેસતા હતા. (અદબુલ મુફરદ)

## ચાલવું કેવી રીતે ?

હઝરત રસૂલુલ્લાહ (સલ.) જ્યારે ચાલતા તો કદમ મુબારકને કુવ્વત અને તાકાતની સાથે ઉઠાવતા હતા અને આગળ ઝુકીને એ પ્રમાણે પગ મુબારક રાખતા કે જેમ કોઇ ઉંચાઇ ઉપરથી નીચે ઉતરી રહ્યા હોય. જ્યારે કોઈ ડાબી–જમણી તરફ કોઇની સાથે વાત કરવી હોય અથવા કંઈક જોવું હોય તો આપ પૂરા ફરીને વાત કરતા અથવા જોતા. આંખની પલકોથી જોવાની આપને આદત ન હતી. આંખ મુબારકને નીચી રાખતા. આસ્માન તરફ જોવા કરતાં આપની આંખ મુબારક જમીન તરફ વધુ રહેતી. ચાલવામાં પોતાના સાથી–ઓને આગળ રાખતા. જેને મળતા સલામ કરતા.

(નશ્રુત્તીબ)

## તકબીર અને તસ્બીહ ચાલવામાં :–

હઝરત રસૂલુલ્લાહ (સલ.) જ્યારે કોઇ બલંદી ઉપર ચઢતા તો તકબીર (અલ્લાહુ અકબર) કહેતા અને જ્યારે નીચાઇ તરફ ઉતરવાનું હોતું તો આપ તસ્બીહ (સુબ્હાનલ્લાહ) કહેતા. (ઝાદુલ મઆદ)

### ફક્ત મુસ્કુરાહટ જ :–

હઝરત રસૂલુલ્લાહ (સલ.) વધુ પડતું મુસ્કુરાહટથી જ હસતા. ઘણા ઓછો વખત આપ ખિલખિલાટથી હસ્યા, જેથી આપની દાઢ મુબારક જાહિર થઈ. (શમાઈલ)

એક સહાબીનું બયાન છે કે હઝરત રસૂલુલ્લાહ (સલ.) જ્યારે પણ મને જોતા ફક્ત મુસ્કુરાહટ હમેંશા આપના હોટ મુબારક પર હોતી. (શમાઈલ)

### રડવું :–

હસવાની માફક આપનું રડવું પણ વગર અવાજનું હતું. રડવાના વખતે એટલું જરૂર કે આપના આંખ મુબારકમાં પાણી આવી જતું અને આસું વહી જતાં. સીનામાંથી એકદમ હલકી હલકી રડવાની અવાજ સંભળાતી. કદી મુરદા પર રહમત માટે રડતા. કદી ઉમ્મત પર નરમી માટે અને કદી અલ્લાહના ખોફ અને ડરથી. કદી કુર્આન કોઈથી સાંભળતા રડી પડતા. (ઝાદુલ મઆદ)

### આ આદતો અપનાવવી જોઇએ :–

હઝરત રસૂલુલ્લાહ (સલ.) નાના છોકરાઓથી ઘણી શફ્કત અને નરમી ફરમાવતા. એમનાથી મુહબ્બત કરતા. એમના હકમાં દુઆ કરતા. છોકરાઓ જ્યારે નજદીક આવતા તો પોતાની ગોદ મુબારકમાં એમને ઉઠાવી લેતા. ઘણી જ મહોબ્બતથી એમને ખવડાવતા. છોકરાઓ સામે પોતાની ઝબાન મુબારક કાઢતા. છોકરૂં ખુશ થતું અને બહેલતું. કદી છોકરાઓને પોતાના પગ મુબારક પર અને કદી સીના મુબારક પર બેસાડી લેતા.

જો વધુ છોકરાઓ એક જગા જમા થતા તો આપ તે બધાંને એક લાઇનથી ઊભા કરી આપતા, પછી પોતે પોતાના બાજુઓ ફેલાવી બેસી જતા, અને ફરમાવતા, ભાઇ! તમે બધાં દોડીને અમારી પાસે આવો. જે છોકરું બધાંથી પહેલાં અમને પકડી લેશે તો અમો તેને આ આપીશું. છોકરાઓ દોડીને આપની પાસે આવતા. કોઈ આપના પેટ મુબારક પર પડતું અને કોઈ સીના ઉપર. આમ તેમને સીનાથી લપાવી પ્યાર–મોહબ્બત કરતા. (શમાઈલ)

જ્યારે આપ સફરથી તશરીફ લાવતા અને રસ્તામાં છોકરાઓથી મળતા તો ઘણી જ શફકત અને મહોબ્બતથી તેમને પોતાની આગળ અને પાછળ બેસાડતાં. છોકરાઓ પણ આપથી ઘણી જ મહોબ્બત કરતા. જયાં આપને જોતા લપકીને આપની પાસે પહોંચી જતા. આપ એક એકને ગોદમાં ઉઠાવી લેતા, પ્યાર કરતા અને કોઇ ખાવાની ચીઝ આપતા. કદી ખજૂર, કદી તાજું ફળ અને કદી કોઇ બીજી ચીઝ.

(ખસાઇલે નબવી)

## જમણાં અને ડાબા હાથથી કામ લેવું :–

હઝરત (સલ.)એ તે કામોને જેનાથી હાથમાં નજાસત લાગવાનો ડર હતો, ડાબા હાથથી જ કરતા હતા. દા. ત. નાક સાફ કરવું, હાથ પાણી લેવું, જોડા ઉઠાવવા વિગેરે, અને એવી જ રીતે સારા કાર્યો જેમ કે ખાવું, પીવું, કોઈને કોઇ વસ્તુ આપવી, લેવી વિગેરે માટે સીધા (જમણા) હાથનો ઉપયોગ કરતા હતા.

## નિકાહ અને તેના અહકામ :–

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે મુસલમાનો નિકાહ કરો અને

રાહિબો(દુન્યાદારી છોડી ઈબાદતગાહોમાં સન્યાસ ઇખ્તિયાર કરવાવાળા)ની જેમ એકલા ન રહ્યા કરો. (બયહકી)

મુહમ્મદ ઈબ્ને સલમાં (રદિ.)થી રિવાયત છે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે મુસલમાનો નિકાહ કરો. હું કયામતના દિવસે બીજી ઉમ્મતો પર મારી ઉમ્મતના અફરાદ (માણસો) વધુ હોવાના સબબ ફખ્ર કરી શકું.

હઝરત ઈબ્ને મસઉદ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે નવજવાનો તમારામાંથી જે નિકાહ કરવાની શક્તિ રાખતો હોય તેણે નિકાહ કરી લેવા જોઈએ. કારણ કે તેનાથી નિગાહો નીચી રહે છે, શર્મગાહોની હિફાઝત થાય છે અને જે નિકાહની ઝિમ્મેદારી અદા કરવાની શક્તિ ન ધરાવતો હોય તેણે કોઇકવાર રોઝા રાખવા જોઇએ, જેથી શહવતનું ઝોર તૂટે. (મુસ્લિમ)

## ઓરતની પસંદગી :–

હુઝૂર (સલ.)નો ઈરશાદ છે કે ઓરતને હુસ્ન–જમાલના લઈને જ નિકાહનો પેગામ ન આપવો જોઇએ. થઈ શકે છે કે તેનું હુસ્ન (ખુબસુરતી) તેને તબાહીના તરફ લઇ જવાવાળું હોય. ન તેની માલદોલતના લઇ શાદી કરવામાં આવે. થઈ શકે છે કે તેનો માલ તેને સરકશીમાં મુબ્તલા કરી આપે, બલ્કે દીનની બુન્યાદ પર તેના સાથે શાદી કરો. કાલી કલોટી બાંદી કે જે અખ્લાક અને તેના સારી આદતોના ઘરેણાંથી સુશોભિત હોય ઘણી જ સારી છે તે ઊંચા ખાનદાનની હસીન અને જમીલ ઓરતથી જે બદઅખ્લાક હોય. (ઇબ્ને માજહ)

## નિકાહનો પયગામ :-

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જ્યારે તમારે ત્યાં કોઇ એવો માણસ નિકાહનો પેગામ આપે જેના દીન અને અખ્લાકથી તમો ખુશ છો તો તેનાથી શાદી કરાવી આપો. જો તમો તેમ ન કરશો તો જમીનમાં ઝબરદસ્ત ફિત્નો અને ફસાદ ફેલાઈ જશે. (તિરમિઝી)

## નિકાહ પહેલાં ઓરતને જોઇ લેવી :-

હઝરત મુગયરહ બિન શોઅબા (રદિ.)નું બયાન છે કે મેં એક ઓરતને નિકાહનો પેગામ આપ્યો.

હુઝૂરે (સલ.) ફરમાવ્યું કે તમે તે ઓરતને જોઈ પણ લીધી છે ? મેં અર્ઝ કરી કે ના, મેં જોઈ નથી. તો આપ (સલ.)એ ફરમાવ્યું કે તમો જોઈ લો. કારણ કે નિકાહ પહેલાંનું જોવું વધુ હિતાવહ છે અને તમારા બન્નેના વચ્ચે મહોબ્બત અને ઇત્તેફાક પેદા કરશે. (તિરમિઝી)

## નિકાહમાં બરકત :-

હુઝૂરે (સલ.) ફરમાવ્યું કે બધાંથી વધારે બરકતવાળા નિકાહ તે છે જેમાં ઓછામાં ઓછો ખર્ચ હોય. (મિશ્કાત)

## જે લોકોથી નિકાહ કરવા હરામ છે :-

પોતાની અવલાદ, પૌત્રી, પરપૌત્રી, નવાસી વિગેરેથી નિકાહ કરવા હરામ છે. ઓરતે પોતાના ભાઇ, મામા, ભત્રીજા, ભાણેજ વિગેરેથી નિકાહ કરવા હરામ છે. શરીઅતમાં ભાઇ તે છે કે જે એક માં, બાપથી હોય અથવા બન્નેની માં

એક, બાપ અલગ અથવા બાપ એક અને માં અલગ એ બધાં ભાઈ બહેન છે. અલબત્ત, જેની માં પણ અલગ અને બાપ પણ અલગ હોય એ બન્ને ભાઈબહેન નથી. એમના નિકાહ દુરુસ્ત છે. સોતીલી અવલાદના પણ નિકાહ સહીહ નથી. એટલે કે એક મર્દની ઘણી ઓરતો હોય તો એક ઓરતનો છોકરો અને બીજીની છોકરી એ બન્નેના નિકાહ સહીહ નથી. જો બે બહેનોના નિકાહ એક મર્દ સાથે થાય તો પહેલીના નિકાહ સહીહ છે, બીજીના નિકાહ સહીહ નથી. જે બે ઓરતોમાં એવી સગાઈ હોય કે જો બેમાંથી એક મર્દ માની લેવામાં આવે તો ઓરતના તેની સાથે નિકાહ સહીહ ન હોય તો તે બન્ને એક નિકાહમાં જમા થઈ શકતી નથી. હા, એક મરી જાય અથવા તેને તેનો શોહર તલાક આપે તો બીજી ઓરત તેનાથી નિકાહ કરી શકે છે. દત્તક છોકરા સાથે નિકાહ થઇ શકે છે. શરીઅતની નજરોમાં તે હકીકી છોકરો નથી. સગા મામા નથી પણ દૂરની સગાઇથી મામા છે અથવા દૂરનો કાકા અથવા ભાણેજ છે તો તેની સાથે નિકાહ દુરૂસ્ત છે. એ જ પ્રમાણે બે સગી બહેનો ન હોય, કાકા–મોટાની છોકરીઓ અથવા મામા–ફોઇની છોકરીઓ હોય તો બન્ને એકી સાથે એક માણસના નિકાહમાં રહી શકે છે.

(બેહિશ્તી ઝેવર)

**વલી કોણ છે? :–**

છોકરા–છોકરીના નિકાહ કરવાનો જેને ઇખ્તિયાર હોય છે તે વલી છે. છોકરા-છોકરીનો વલી બધાંથી પહેલાં તેમનો બાપ છે. જો બાપ ન હોય તો દાદા, દાદા ન હોય તો પરદાદા, તે પણ ન હોય તો સગોભાઈ, સગોભાઈ પણ ન હોય તો બાપ

શરીકભાઇ, પછી ભત્રીજો, પછી ભત્રીજાનો છોકરો, પછી ભત્રીજાનો પૌત્રો. આ લોકો ન હોય તો સગો કાકો, પછી સોતીલો કાકો વિગેરે.

૧. નાબાલિગ છોકરો કોઇનો વલી નથી હોઈ શકતો. કાફિર પણ કોઈ મુસલમાનનો વલી નથી હોઇ શકતો. દિવાનો (પાગલ) પણ કોઇનો વલી નથી હોઇ શકતો.

(૨.) બાલિગ (જવાન) ઓરત પોતે મુખ્તાર છે. ચાહે નિકાહ કરે ચાહે ન કરે અને જેની સાથે ચાહે કરે એના ઉપર કોઇ ઝબરદસ્તી નથી કરી શકતું. જો તે પોતાના નિકાહ કોઈની સાથે કરે તો નિકાહ થઇ જાય છે. ચાહે વલીને ખબર હોય કે ન હોય અથવા ચાહે વલી ખુશ હોય કે ન હોય. દરેક રીતે નિકાહ સહીહ છે. હા, કોઇ નીચકક્ષાના માણસ સાથે નિકાહ કરે અને વલી નાખુશ છે તો ફત્વો એના ઉપર જ છે કે નિકાહ સહીહ નથી.

૩. કોઇ વલીએ નિકાહ જવાન છોકરીની રજા વગર કરી આપ્યા તો નિકાહ છોકરીની રજા પર મોકૂફ રહેશે. જો તે રજા આપે તો નિકાહ સહીહ અને રજા ન આપે તો સહીહ નથી.

(૪.) **છોકરી (કુંવારી)ની રજા :–** વલીએ આવી કુંવારી છોકરીથી કહ્યું, હું તારા નિકાહ ફલાણા માણસથી કરી આપું છું તેના ઉપર છોકરીએ રડી દીધું અથવા મુસ્કુરાઈ અથવા ખામોશ રહી તો બસ એ જ તેની રજા છે, તેનું ઝબાનથી હા કહેવું જરૂરી નથી.

૫. વલીએ રજા લેતી વખતે ઓરતને નામ ન બતાવ્યું કે ફલાણાં માણસ સાથે તમારા નિકાહ થઇ રહેલા છે

તો છોકરીનું ખામોશ રહેવું ઈજાઝત નથી. તેનું નામ-નિશાન બતલાવવું જરૂરી છે. જેથી તે સમજી શકે કે ફલાણો માણસ છે. એ જ પ્રમાણે મહેરની વાત છે.

૬. જો કોઈ છોકરીની બીજીવાર શાદી થઈ રહેલી છે તો ફક્ત તેની ખામોશી કાફી નથી; પરંતુ ઝબાનથી તેનું બોલવું જરૂરી છે.

૭. એ જ પ્રમાણે છોકરાના નિકાહ છે જો તે જવાન છે તો તેના ઉપર ઝબરદસ્તી નથી થઈ શકતી. ન વલી તેની રજા વગર નિકાહ કરી શકે છે. જો વગર પૂછે નિકાહ કરાવી દેશે તો તે નિકાહ તેની રજામન્દી પર મોકૂફ રહેશે.

**મહેર :-**

નિકાહમાં ચાહે કોઈ મહેરનો ઝિક્ર કરે અથવા ન કરે હર હાલમાં મહેર જરૂરી છે; બલ્કે કોઈ એવી શર્ત કરે કે હું મહેર નહીં આપું તો પણ મહેર આપવી પડશે.

(બેહિશ્તી ઝેવર)

હઝરત રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે જે માણસે કોઇની સાથે કોઇ મહેર આપવાના વાઇદે નિકાહ કર્યા પણ તેની નિય્યત આપવાની નથી તો તે માણસે તે ઓરતને ધોકો આપ્યો. પછી જો તે મહેર આપ્યા વગર મરણ પામ્યો તો તે ગુનેહગાર છે અને ખુદા તઆલા પાસે એ હાલમાં હાજર થશે કે તે ઝિનાનો મુજરિમ હશે.

નિકાહ માટે એ પણ શર્ત છે કે ઓછામાં ઓછા બે ગવાહો (મર્દો) અથવા એક મર્દ અને બે ઓરતો પોતાના કાનોથી નિકાહ થતાં અને તે બન્નેથી કબૂલના અલ્ફાઝ કહેતાં સાંભળે.

## નિકાહ માટે ઇસ્તેખારો :-

જો કોઇ ઔરતથી નિકાહ, શાદીનો ઈરાદો હોય તો પહેલાં પેગામ આપી કોઇથી એ વાતની જાણ ન કરે. સૌ પ્રથમ વુઝૂ કરી જેટલી થઈ શકે નફ્લો પઢી, પછી અલ્લાહ તઆલાના હમ્દો ષના બયાન કરી આ દુઆ પઢે :

"અલ્લાહુમ્મ ઇન્નક તકદીરુ વ લા અકદીરુ વ તઅલમુ વલા અઅલમુ વ અન્ત અલ્લામુલ ગુયુબ ફઇન રઅયત અન્ન ફી ફુલાનતીન (આ જગ્યાએ તે ઔરતનું નામ લે) ખયરન ફી દીની વ દુન્યાય વ આખિરતી ફકદ્દિરહુ લી વ ઇન કાન ગયરુહા ખયરમ મિન્હા ફી દીની વ આખિરતી ફકદ્દિરહા લી." (મુસ્લિમ શરીફ)

## કાફિરોના નિકાહ : બાબ

કાફિર લોકો પોતપોતાના મઝહબમાં જે પ્રમાણે પણ નિકાહ કરતા હોય, શરીઅત તેને પણ મોઅતબર સમજે છે. જો તે બન્ને સાથે મુસલમાન થઇ જાય તો બન્નેને ફરીથી નિકાહની જરૂરત નથી, નિકાહ બાકી રહે છે. જો એમાંથી એક મુસલમાન થાય તો નિકાહ તૂટી જશે. હવે તેઓએ મીયાં-બાબીની જેમ રહેવું દુરૂસ્ત નથી. જો ઔરત એકલી મુસલમાન થાય અને મર્દ મુસલમાન નથી તો ઔરતે પૂરા ત્રણ હેઝ ઇદ્દતમાં રહેવું પડશે. ત્યાર બાદ કોઈની સાથે નિકાહ કરી શકશે.

(બહિશ્તી ઝેવર)





# * નિકાહ માટે ખુત્બો *

"અલ્હમ્દુલિલ્લાહિ નહમદુહુ વ નસ્તઇનુહુ વ નસ્તગ્ફિરુહુ વ નુઅમિનુ બિહી વ નતવક્કલુ અલયહિ વ નઉઝુબિલ્લાહી મિન શુરુરી અન્ફુસિના વ મિન સય્યિઆતિ અઅમાલિના મંય યહદિહિલ્લાહુ ફલા મુદિલ્લલહુ વ મંય યુદલિલહુ ફલા હાદિય લહૂ વ અશ્હદુ અલ્લા ઈલાહ ઇલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વરસૂલુહુ, અરસલહુ બિલહક્કિ બશીરંવ વનઝીરા અમ્માબાદ - અઉઝુબિલ્લાહિ મિનશ્શયતાનિ ર્રજીમ. બિસ્મિલ્લાહિર રહમાનિર્રહીમ.

યા અય્યુહન્નાસુત્તકુ રબ્બકુમુલ્લઝી ખલકકુમ મિન નફસીંવ વાહિદતિંવ વ ખલક મિન્હા ઝવજહા વ બસ્સ મિન્હુમા રિજાલંવ વ નિસાઆ. વત્તકુલ્લાહલ્લઝી તસાઅલુન બિહિ વલઅરહામ ઇન્નલ્લાહ કાન અલયકુમ રકીબા.

યા અય્યુહલ્લઝીન આમનુત્તકુલ્લાહ હક્ક તુકાતિહી વલા તમુતુન્ન ઇલ્લા વઅન્તુમ મુસ્લિમૂન.

યા અય્યુહલ્લઝીન આમનુત્તકુલ્લાહ વકૂલૂ કવલન સદીદા. યુસ્લિહ્ લકુમ અઅ્માલકુમ વ





**યગ્ફિરલકુમ ઝુનૂબકુમ વ મંય યુતિઈલ્લાહ વરસૂલહુ ફકદ ફાઝ ફવઝન અઝીમા. (શમાઈલ)**
**કાલ રસૂલુલ્લાહિ (સલ.) અન્નિકાહુ મિન સુન્નતી ફમન રગીબ અન સુન્નતી ફલયસ મિન્ની.''**

આ ખુત્બા પછી ઈજાબો કબૂલ કરાવવા જોઇએ. ઈજાબો કબૂલ પછી દુલ્હા–દુલ્હનના માટે ખેર–આફિયતની દુઆ કરવી જોઇએ. નિકાહ પછી ખારેક અથવા ખજૂર વહેંચવું સુન્નત છે.

## નિકાહ પછી મુબારકબાદી :–

હુઝૂર (સલ.) નિકાહ કરવાવાળાઓથી ફરમાવતા "બારકલ્લાહુ લકુમા વ અલયકુમા વજમઅ બયનકુમા ફીલખયર."

## જમાઅ (હમ્બિસ્તરી) વખતે પઢવાની દુઆ :–

"બિસ્મિલ્લાહિ જન્નિબ્નશ્શયાતીન વ જન્નિબિ શ્શયતાન મા રઝક્તના." (તિરમિઝી)

પહેલી રાતે દુલ્હનને કંઈક હદિયો આપવો પણ સુન્નત છે.

## વલીમા :–

શબ ઉરુસી ગુજાર્યા પછી (દુલ્હન સાથે મુલાકાતની રાત) પોતાના, દોસ્તો–બીરાદરો, સગાંવહાલાંને ભેગા કરી દઅવતે વલીમાનું ખાવું ખવડાવવું સુન્નત છે. ઘણાં જ મોટા પાયા પર ખવડાવવાની કોઇ જરૂરત નથી. થોડા માણસોને ભેગા કરી ખવડાવી આપવું પણ કાફી છે. હા, એકલા માલ-



દાર માણસોને ભેગા ન કરવામાં આવે. ગરીબ, મિસ્કીન, યતીમોનો પણ એમાં હિસ્સો કરવામાં આવે. જો ફક્ત માલદાર માણસોને જ જમા કરવામાં આવશે તો ખુદા તઆલાના ગજબનો અંદેશો છે. (બહિશ્તી ઝેવર)

## નિકાહના અમુક સુન્નત અમલો :-

૧. તાકાત રાખવાવાળા માણસે નિકાહ કરવા સુન્નત છે.
૨. બાલિગ થયા પછી તરત જ નિકાહ કરવા સુન્નત છે.
૩. નિકાહથી પહેલાં મંગની સુન્નત છે.
૪. મંગની ચાહે છોકરા તરફથી હોય અથવા છોકરી તરફથી બન્ને સુન્નત છે.
૫. ખૂબસૂરત અને ખૂબસીરત (સારા અખ્લાકવાળી)ની તલાશ મસ્નૂન છે.
૬. વગર શાદી શુદા (તલાક ન થઈ હોય) તેવી ઓરતથી નિકાહ સુન્નત છે.
૭. નિકાહથી પહેલાં બન્નેનું એક બીજાને જોવું જાઇઝ છે.
૮. નેક–સાલેહ ઓરતની તલાશ સુન્નત છે.
૯. એકી સાથે ચાર ઓરતોને પોતાના નિકાહમાં રાખવી જાઈઝ છે. શર્ત એ કે ચારેના હક્કો અદા કરી શકે.
૧૦. બેવાથી નિકાહ પણ સુન્નત છે.
૧૧. શવ્વાલ મહિનામાં પણ નિકાહ સુન્નત છે.
૧૨. જુમ્આના દિવસે બરકત માટે નિકાહ કરવા સુન્નત છે.
૧૩. નિકાહનું એઅલાન સુન્નત છે.
૧૪. મસ્જિદમાં નિકાહ કરવા સુન્નત છે.
૧૫. સાદાઈની સાથે નિકાહ કરવા. વધુ ખર્ચ નિકાહમાં ન કરવો એ પણ સુન્નત છે. (દેખાવા માટે વધુ ખર્ચ ન કરવો.)

૧૬. યથા શક્તિ મહેર નક્કી કરવી જોઇએ. જેની કમથી કમ મિકદાર ૧૦ ચાંદીના દિરહમ હોય.

૧૭. નકદ અને ઉધાર બન્ને રીતે મહેર સુન્નત છે.

૧૮. ઈજાબ અને કબૂલ એ નિકાહના અરકાન છે.

૧૯. નિકાહથી પહેલાં છોકરીથી રજા લેવી જરૂરી છે કે ફલાણાં માણસથી તારા નિકાહ આટલા રૂપિયા મહેરના બદલામાં થઈ રહ્યા છે.

૨૦. નિકાહ કરાવવાવાળા (કાજી)એ છોકરાની રૂબરૂ સામે બેસી નિકાહનો ખુત્બો પઢવો જોઈએ. (બેહિશ્તી ઝેવર)

**તલાક :-**

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે હલાલ ચીજોમાં બધાંથી વધારે નાપસંદ ચીઝ અલ્લાહ તઆલાના નઝદીક તલાક છે. (અબૂ દાવૂદ)

હઝરત મઆઝ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ.)એ મને ફરમાવ્યું કે મઆઝ અલ્લાહ તઆલાએ જેટલી ચીઝો પેદા ફરમાવી છે તેમાં બધાંથી વધારે મને પસંદ ગુલામ-બાંદીઓને આઝાદ કરવું છે અને બધાંથી વધારે નાપસંદ તલાક છે. (મિશ્કાત)

ઉપરની હદીષોથી જણાયું કે, હુઝૂર (સલ.)ને તલાક ઘણી જ નાપસંદ વસ્તુ હતી, જરૂરતના વખતે ઘણી જ મજબૂરીથી જ્યારે મીયાં-બીવીનો નિભાવ કોઈ હાલતમાં થઇ શકે એમ ન હોય તે વખતે શરીઅતે ફક્ત ઈજાઝત આપેલ છે.



**તલાકના અમુક જરૂરી મસાઇલ :-**

૧. તલાક આપવાનો ઇખ્તિયાર ફક્ત મર્દને છે. જ્યારે મર્દ તલાક આપી તો પડી જશે. ઓરતનું એમાં કંઇ નથી ચાલતું, ચાહે મંજૂર કરે અથવા ન કરે.

૨. મર્દને પણ ફક્ત ત્રણ જ તલાક આપવાનો અધિકાર છે. જો ચાર અથવા પાંચ તલાકો આપશે તો પણ ત્રણ જ ગણાશે.

૩. જ્યારે મર્દ પોતાની ઝબાનથી કહ્યું કે મેં મારી ઓરતને તલાક આપી અને એટલા જોરથી કહ્યું કે તેણે પોતે તે શબ્દોને સાંભળી લીધા. બસ, એટલું કહેતાંની સાથે તલાક પડી ગઇ. ચાહે કોઈએ સાંભળ્યું હોય કે ન સાંભળ્યું હોય. એટલે કે કોઈની સામે બોલ્યો હોય કે એકાંતમાં બોલ્યો હોય અને ચાહે તેની ઓરતે સાંભળ્યું હોય કે ન સાંભળ્યું હોય.

૪. તલાક ત્રણ પ્રકારની છે. એક તે કે જેમાં નિકાહ બિલકુલ તૂટી જાય છે. હવે વગર નિકાહે તે માણસ પાસે ઓરતે રહેવું જાઈઝ નથી. જો ફરીથી તે માણસ પાસે રહેવા ચાહે અને તે મર્દ પણ રાજી હોય તો ફરીથી નિકાહ કરવા પડશે. એવી તલાકને **તલાકે બાઇન** કહેવામાં આવે છે.

બીજી તે તલાક કે જેમાં નિકાહ એવા તૂટયા કે ફરીથી બન્ને સાથે રહેવા માંગે તો (ઈદ્દત પૂરી થયા પછી) બીજા કોઇની સાથે નિકાહ કરે (ત્યાં ખલવત ગુજારે) એટલે કે સોહબત કરે. ફરી તે માણસ એને તલાક આપે. (ત્યાર બાદ ફરી ઈદ્દત પૂરી કરે) અને ફરીથી પહેલો માણસ એના સાથે



નિકાહ કરે ત્યારે એ બન્ને સાથે રહી શકે છે. એવી તલાકને **તલાકે મુગલ્લઝા** કહેવામાં આવે છે.

ત્રીજી તે તલાક કે જેમાં નિકાહ હજું નથી તૂટ્યા. સાફ લફ્ઝોમાં એક અથવા બે તલાકો આપ્યા પછી મર્દ પરેશાન થયો તો ફરીથી નિકાહની જરૂરત નથી. નિકાહ કર્યા વગર પણ તેને રાખી શકે છે. હા, મર્દ તલાક આપ્યા પછી તેના ઉપર કાઈમ રહ્યો અને તેનાથી નહી ફર્યો તો જ્યારે તલાકની ઈદ્દત ગુજરી જશે તો નિકાહ તૂટી જશે અને ઓરત અલગ થઇ જશે જયાં સુધી ઇદ્દત પૂરી ન થાય ત્યાં સુધી. એવી તલાકને **તલાકે રજઇ** કહેવામાં આવે છે. હા, ત્રણ તલાક આપ્યા પછી ઇખ્તિયાર રહેતો નથી.

૫. સૂઈ રહેલા આદમીના મોં માંથી તલાક નીકળી કે તને તલાક છે અથવા એમ બોલી ગયો કે મારી ઓરતને તલાક છે તો એ પ્રમાણેના બકવાસથી તલાક નથી પડતી.

૬. દીવાના—પાગલ શોહરના તલાક આપવાથી તલાક પડતી નથી અને જે છોકરો હાલ જવાન નથી (નાબાલિગ છે) તો તેના પણ તલાક આપવાથી તલાક પડતી નથી.

૭. બળપૂર્વક તલાક આપવાથી અથવા ઘણો માર મારી તલાક આપવાથી અથવા મારી નાખવાની ધમકી આપવાથી તલાક અપાવી અને તેણે આ વસ્તુઓથી ગભરાઇને તલાક આપી તો પણ તલાક પડી જશે.

૮. શરાબના નશામાં કોઇએ તલાક આપી પછી હોશમાં આવી ઘણો જ પરેશાન થયો, પસ્તાયો, છતાં પણ તલાક પડી જશે.



૯. એ જ પ્રમાણે ગુસ્સામાં કોઈએ તલાક આપી તો પણ તલાક પડી જશે.

૧૦. શોહર (ધણી)ના સિવાય બીજા કોઈને પણ તલાક આપવાનો અધિકાર નથી. હા, શોહરે બીજા કોઈને કહ્યું કે તું મારી ઓરતને તલાક આપી દે અને તેણે આપી તો હવે તલાક પડી જશે.

૧૧. કોઇએ પોતાની ઓરતને તલાકવાળી કહીને બોલાવી તો પણ તલાક પડી જશે. ચાહે મઝાકમાં કહ્યું હોય.

૧૨. કોઈએ પોતાની પત્નીને કહ્યું કે તને તલાક આપી દઈશ તો તલાક પડતી નથી. એ જ પ્રમાણે એમ કહ્યું કે જો ફલાણું કામ કરીશ તો તલાક આપી દઈશ તો પણ તલાક નથી પડતી. ચાહે તે કામ કરે અથવા ન કરે. હા, જો એમ કહે કે ફલાણું કામ કરે તો તને તલાક છે તો એ કામ કરવાથી તલાક પડી જશે.

૧૩. કોઇ માણસે પોતાની ઓરતને એક તલાકે રજઈ આપી. ત્યાર બાદ તે પોતાની ઓરતથી રાજી થઈ ગયો અને તેને રોકી રાખી. ફરી બે–ચાર વરસ પછી કોઈ વાત પર ગુસ્સો આવી ગયો તો ફરી એક તલાકે રજઈ આપી જેમાં રોકી રાખવાનો ઈખ્તિયાર હોય છે. ફરી જ્યારે ગુસ્સો ઉતર્યો તો રોકી રાખી અને રાજી થઈ ગયો. આ બે તલાકો થઈ. હવે પછી જો એક તલાક આપશે તો ત્રણ તલાકો પૂરી થઈ અને એનો હુકમ તે જ છે જે ઉપર બયાન કર્યો કે બીજા આદમીના સાથે શાદી (નિકાહ) કરી ત્યાં તે બીજો મર્દ એના સાથે સોહબત કરે પછી તે તલાક આપે. પછી ઇદ્દત પૂરી કરી આગલા મર્દ સાથે રહી શકે છે, તે સિવાય નહિ.



એ જ પ્રમાણે કોઈ માણસે પોતાની ઓરતને એક તલાકે બાઈન આપી કે જેમાં નિકાહ તૂટી જાય છે, ફરીથી નિકાહ વગર સાથે રહી શકતો નથી. પછી બન્ને એક બીજાથી રાજી થઈ ગયાં, નિકાહ કરી ફરીથી સાથે રહેવા લાગ્યા. થોડા વખત પછી ફરી એક તલાકે બાઈન આપી. ફરી પસ્તાઇને રાજી થયા અને નિકાહ ફરીથી પઢી રહેવા લાગ્યા. હવે જો ત્રીજા વખતે તલાક આપશે તો તેનો હુકમ પણ તે જ છે કે બીજા માણસની સાથે શાદી કરે, તે તેના સાથે સોહબત કરે, તલાક આપે, ઇદ્દત ગુજારે. ફરી નિકાહ પઢી પહેલા મર્દ સાથે જો રહેવા ચાહે તો રહી શકે છે.

૧૪. જો બીજા મર્દ સાથે એવી શર્તે શાદી (નિકાહ) થઇ કે સોહબત કરી છોડી આપશે તો એવી શર્ત અને ઇકરારનો કંઈ એઅતેબાર નથી. ચાહે છોડે અથવા ન છોડે અને જ્યારે ચાહે ત્યારે તે છોડે. આવો ઇકરાર કરીને નિકાહ કરાવવા ઘણું જ ગુનાહનું કામ છે. ખુદાના તરફથી લઅનત થાય છે; પરંતુ નિકાહ થઈ જાય છે. આવા નિકાહ પછી પણ બીજા માણસે સોહબત કરી છોડી આપી અથવા મરી ગયો તો પહેલા સાથે હવે નિકાહ થઈ શકે છે. — બાત્રા

(બેહિશ્તી ઝેવર)

ખુલઅ :–

જો પતિ–પત્નીમાં કોઈ પણ રીતે નિભાવ ન થઈ શકતો હોય અને મર્દ તલાક પણ ન આપતો હોય તો ઓરતના

માટે જાઈઝ છે કે કંઈક માલ આપી અથવા પોતાની મહેર આપી પોતાના શોહરથી કહે કે આટલા રૂપિયા લઈ મારી જાનને છોડી આપ અથવા એમ કહે કે મારી મહેર જે તારા ઝિમ્મે બાકી છે તેના અવેજમાં મારી જાન છોડી આપ. તેના જવાબમાં મર્દ કહે કે મેં છોડી આપી તો તેનાથી ઓરત પર એક તલાકે બાઇન પડી ગઈ. હવે ઓરતને રોકવાનો અધિકાર મર્દને નથી. હા, જો મર્દે ઊભા થઈ જવાબ આપ્યો. ત્યાં બેઠાં બેઠાં ન કહ્યું અથવા ઓરત ઊભી થઈ ગઈ અને ત્યાર પછી મર્દે બેઠાં બેઠાં જવાબ આપ્યો કે મેં તને છોડી દીધી તો તેનાથી કંઈ નથી થતું. જવાબ અને સવાલ બન્ને એક જ મજલિસમાં હોવા જોઈએ. આ પ્રમાણેની જાન છોડાવવાને શરીઅતમાં ખુલઅ કહેવામાં આવે છે. (બેહિશ્તી ઝેવર મુખ્તસર)

ઈદ્દત :

કોઈ ઓરતના શોહરનો ઇન્તેકાલ થઇ જાય તો તે ઓરત ૪ (ચાર) મહિના અને ૧૦ દિવસ ઈદ્દતમાં બેસે. શોહરના ઇન્તેકાલ વખતે જે ઘરમાં રહ્યા કરતી હતી તે ઘરમાં રહેવું જોઇએ. બહાર નીકળવું દુરૂસ્ત નથી. હા, કોઇ ગરીબ ઓરત છે જેની પાસે ગુજારો થઇ શકે એટલો પણ ખર્ચ નથી. તે ઓરત ખાવું પકાવવું અથવા બીજી કોઇ નોકરી કરી રહી છે તો તેણીએ બહાર નીકળવું જાઇઝ છે; પરંતુ રાતે તો પોતાના ઘરમાં જ રહે. ચાહે સોહબત થઇ ચૂકી હોય અથવા ન થઇ હોય અને ચાહે તન્હાઇ (એકાંત) મળી હોય કે ન મળી હોય, ચાહે હૈઝ આવતું હોય અથવા ન આવતું હોય. બધાંનો એક જ હુકમ છે. ચાર મહિના દસ દિવસ ઈદ્દતમાં બેસવું જોઈએ. હા, જો કોઇ ઓરત હામેલા

હોય અને શોહર મૃત્યુ પામે તો હવે મહિનાઓનો કોઈ એઅતેબાર નથી. બચ્ચું પેદા થતાં સુધી ઇદ્દત છે. મરવાના બે–ચાર ઘડી પછી બચ્ચું પેદા થયું તો ઈદ્દત ખત્મ થઈ. અમુક જગ્યાઓ ઉપર મૃત્યુ પછી ઓરતને એક વર્ષ ઇદ્દત બેસવાનો જે રિવાજ છે તે ગલત છે.

## સોગ (શોક) કરવો :

જે ઓરતને તલાકે રજઇ મળેલી છે તેની ઇદ્દત તો ફક્ત એ જ છે કે એટલી મુદ્દત ઘરની બહાર ન નીકળે. ન કોઈ બીજા માણસથી નિકાહ કરે. તેના માટે બનાવ–શણગાર દુરુસ્ત છે.

અને જેને ત્રણ તલાક મળેલી છે અથવા એક તલાકે બાઇન (જેનાથી ઓરત નિકાહમાંથી નીકળી જાય છે, ફરીથી નિકાહ જરૂરી છે) મળેલી છે અથવા બીજી કોઈરીતે નિકાહમાંથી નીકળી ગઇ છે અથવા તેનો શોહર મૃત્યુ પામ્યો છે, આ બધી સૂરતોમાં હુકમ એ છે કે જ્યાં સુધી ઈદ્દતમાં રહે ત્યાં સુધી ન તો ઘરની બહાર નીકળે, ન બીજાથી નિકાહ કરે. ન બનાવ–શણગાર કરે. બધી જ વાતો એના પર હરામ છે. આ મેલા–કુચેલા રહેવાને સોગ (શોક) કહે છે.

જ્યાં સુધી ઈદ્દત પૂરી ન થાય ત્યાં સુધી ખૂશ્બૂ લગા-ડવું, ઘરેણાં પહેરવાં, ફૂલ પહેરવા, સૂર્મો લગાડવો, પાન ખાઇ મોં લાલ કરવું, માથામાં તેલ નાખવું, મહેંદી લગા–ડવી, સારા કપડાં પહેરવા, રેશમી કપડાં પહેરવા, આ બધી વાતો હરામ છે. મતલબ કે ઝીનતની કોઇ પણ વસ્તુ ઈખ્તિયાર કરવી હરામ છે.

માથામાં જરૂરતના વખતે (જેમ કે માથામાં દર્દ થાય) તેલ નાખવું હોય તો ખૂશ્બૂદાર તેલ ન નાંખે. એ જ પ્રમાણે દવારૂપે સુર્મો લગાડવો પણ જાઈઝ છે, જ્યારે કે તેની જરૂરત પેશ આવે અને ખ્યાલ રાખે કે રાત્રે લગાડે, દિવસે લૂછી નાખે. જરૂરતના વખતે કાંસકી કરવી પણ દુરૂસ્ત છે.

શોહરના સિવાય કોઇ બીજા પર સોગ કરવો દુરૂસ્ત નથી. હા, શોહર મનઅ ન કરે તો કોઇ અઝીઝ સગાંવહાલાના મરવા પર ત્રણ દિવસ બનાવ-શણગાર છોડી આપે. તેનાથી વધુ બીલકુલ હરામ છે. (બહિશ્તી ઝેવર)

## લિબાસ (પહેરવેશ) :- ખાસ

હદીષ શરીફમાં છે કે, નાફ (ડૂંટી)થી ગૂંઠણો સુધી મર્દોનું સતર છે. ઉલમાએ કિરામ ફરમાવે છે કે બધાંથી પહેલો ફર્ઝ જે મુસલમાનો ઉપર અદા કરવો જરૂરી છે તે સતરનું છૂપાવવું છે. જે ફક્ત નમાઝમાં જ નહીં; પરંતુ આ હાલતોમાં પણ અહિયા સુધી કે એકાંતમાં પણ, તે અમુક જગાઓ સિવાય કે જ્યાં ખોલવા વગર કોઈ ઈલાજ નથી, બાકી બધી જ જગાઓમાં ઢાંકવું જરૂરી છે. અફસોસ કે ઉમ્મત આજે એ ચીઝથી બીલકુલ અજ્ઞાન છે. લિબાસના અમુક આદાબ નીચે બયાન કરવામાં આવે છે. અલ્લાહ તઆલા આપણને પોતાની રઝાના કામો કરવાની તૌફીક આપે.

૧. મર્દો માટે શરીઅતની નઝરોમાં સફેદ રંગ બધાંથી વધુ ઉત્તમ છે. બીજા રંગોમાં સિવાય ગેહરો લાલ પહેરવાની ઈજાઝત છે. પણ પસંદિત તો સફેદ જ છે.

(૨.) ઉમ્મતના સાલેહ અને નેક લોકોનો લિબાસ મર્દોએ ઇખ્તિયાર કરવો જોઈએ. જેમ કે કુર્તો, ગૂંટીઓથી ઉપર સુલવાર, માથા પર ટોપી વિગેરે.

૩. કપડું પહેરતી વખતે શરૂઆત જમણી તરફથી જ હોવી જોઈએ. બુટ, ચંપલમાં પણ એ જ તરીકો અપનાવવો જોઈએ.

૪. લિબાસ પહેરતી વખતે મસ્નૂન દુઆ :
"અલ્હમ્દુલિલ્લા હિલ્લઝી કસાની મા ઉવારી બિહી અવરતી વ અતજમ્મલુ બિહી ફી હયાતી."
નવા કપડાં પહેરતી વખતે આ દુઆ પઢો :
અલ્લાહુમ્મ લકલ્હમ્દુ અન્ત કસવતનીહિ અસ્અલુક ખયરહુ વ ખયર મા સુનિઅલહુ અઉઝુબિક મિન શર્રિહિ વ શર્રિમા સુનિઅલહુ."

૫. કપડાં પહેરતાં પહેલાં એ જ પ્રમાણે બુટ–ચંપલ પહેરતાં પહેલાં ઝાટકી લો. કદાચ એમાં કોઈ ઝેરી જાનવર ભરાયું હોય.

૬. સુરવાલ, લુંગી, પાટલુન હરગીઝ હરગીઝ ગૂંટીઓથી નીચે ન હોવું જોઈએ. હદીષે પાકમાં એના માટે ઘણી જ સખ્ત વઈદ બયાન કરવામાં આવી છે.

૭. રેશમી કપડાં મર્દો માટે હરામ છે. ઔરતના માટે જાઈઝ છે.

૮. લુંગી પહેરી એ પ્રમાણે ન બેસવું જોઈએ કે જેનાથી બેપર્દગી થાય. બરાબર ઠીક કરી બેસવું જોઈએ. ઘરડા માણસોએ એ તરફ ખાસ લક્ષ આપવાની જરૂરત છે.

૯. મર્દોએ સ્ત્રીઓનો લિબાસ તેમજ સ્રીઓએ મર્દોનો લિબાસ ન પહેરવો જોઈએ.

૧૦. અભિમાની લિબાસ પહેરવાથી પરહેઝ કરવો જોઈએ.

૧૧. લિબાસ એ પ્રમાણેનો હોવો જોઈએ કે જે શરમ–હયા અને શરાફતની સાથે સાથે બદનને ખુબ અનુ–કૂળ હોય. ઘણો ચુસ્ત ન હોય કે જેથી ઉઠવા–બેસવામાં તકલીફ પડે. અને જેમાં ગુપ્ત અવયવોના આકાર સાફ નજર આવે.

૧૨. પોતાની શક્તિ પ્રમાણે ઉમદા, સાફ, પાકીઝા લિબાસ પહેરી નેઅમતે ખુદાવન્દીનો ઈઝહાર કરવો સારી વસ્તુ છે. નાપાક કપડામાં ફરવું અથવા મેલા–ગંદા લિબાસમાં લોકોની સામે આવવું શરીઅતની નઝરમાં ઘણું જ નાપસંદ છે. ઊંચું કપડું મયસ્સર ન હોય તો કોઇ જરૂરી નથી. સાદું કપડું પણ સાફ–વ્યવસ્થિત પહેરવું જોઇએ.

૧૩. કોઇ કામનો ખાસ કોઈ શિઆર હોય જેમ કે ધોતી-કફની અને એક ખાસ પ્રકારની સફેદ ટોપી હિન્દુ–ઓનો અથવા કોટ, પાટલુન, ગળામાં ટાઇ, માથા પર હેટ અંગ્રેજોનો, એવા લિબાસથી પરહેઝ કરવું જોઇએ.

૧૪. અર્ધી બાંયનો શર્ટ પહેરી નમાઝ પઢવાથી નમાઝમાં કરાહત આવે છે, એનો ખ્યાલ રાખવો જોઇએ.

૧૫. સ્રીઓનું પૂરું બદન સિવાય હાથની હથેળી, પગ અને ચહેરાના સતર છે; પરંતુ ચાલુ ઝમાનામાં ઉલમાએ કિરામ ફિત્નાના ડરથી ઓરતોને ખાસ ચહેરો ઢાંક–વાનો હુકમ આપે છે. કારણ કે ચહેરો જ અસલ ચીઝ છે. માટે ઓરતોએ પોતાનું પૂરું બદન ઢાંકી બહાર નીકળવું જોઇએ.

૧૬. એટલાં બધાં ચુસ્ત કપડા ન પહેરે કે જેથી ગુપ્ત અવયવો જાહેર થઇ જાય.

## જ્યારે કોઈ માણસની મરવાની નિશાનીઓ ઝાહિર થાય :–

હઝરત રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે મરવાવાળાઓને કલિમાની તલ્કીન કરો. તેમજ તમે પોતાના મરવાવાળાઓ પર સૂરએ યાસીન પઢયા કરો.

મરનારનું મોં મરતી વખતે કિબ્લહ તરફ કરી આપો. જ્યારે કોઈ માણસ પર મોતનાં નિશાન ઝાહિર થાય જેમ કે બન્ને પગ ઢીલા થઇ જાય, નાકની દાંડી વાંકી વળી જાય, કાનપટ્ટીઓ દબાઈ જાય તો તેને ડાબી બાજુ હોય તો જમણી બાજુ ફેરવી આપો, અને મુસ્તહબ એ છે કે તેને કલિમાની તલ્કીન કરવામાં આવે, એવી રીતે કે કોઇ નેક માણસ તેની પાસે બલંદ અવાજથી "અશહદુઅંલ્લા ઈલાહ ઇલ્લલ્લાહુ વઅશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વરસૂલુહ" પઢે. મરનારને પઢવા માટે આગ્રહ ન કરે. એટલા માટે કે તે પોતાની તકલીફમાં મુબ્તલા છે. ફક્ત એક વાર પણ પઢી આપે તો કાફી છે. જો પછી તે બીજી કોઈ વાત કરે તો ફરી કલિમાની તલ્કીન કરે. જ્યારે રૂહ કબ્ઝ થઈ જાય તો મુતઅલ્લિકીન ઇન્ના લિલ્લાહી વઇન્ના ઈલૈયહિ રાજીઉન કહે, કપડાંની પટ્ટીથી તેના માથા સાથે દાઢી બાંધી, આંખોને નરમથી બંધ કરી આપે અને બાંધતી વખતે આ દુઆ પઢે. "બિસ્મિલ્લાહી વઅલા મિલ્લતિ રસૂલિલ્લાહ. અલ્લાહુમ્મ યસ્સિર અલયહિ અમ્રહુ વ સહ્હિલ અલયહિ મા બઅ્દહુ વઅ્અલ મા ખરજ ઇલયહિ ખયરન મિમ્મા ખરજ અન્હુ."

તેના હાથ પગ સીધા કરી આપે. તેના કપડાં ઉતારી એક ચાદર તેની ઉપર ઓઢાડવું પણ મુસ્તહબ છે. તેના દોસ્ત-બિરાદરોને ખબર આપે, જેથી તેની જનાઝાની નમાઝમાં વધુથી વધુ માણસો આવે. તેનું કર્ઝ અદા કરી કફન પહેરાવી જલ્દીથી દફનાવવાની કોશિશ કરે. ગુસલથી પહેલાં મચ્યિત પર કુર્આન પઢવું મનઅ છે.

હઝરત રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે લોકો સારી રીતે સાંભળી લો અને સમજી લો કે અલ્લાહ તઆલા આંખના આંસૂ અને દિલના રંજોગમ પર તો સજા નથી ફરમાવતા, પરંતુ ઝબાનથી માતમ કરવાથી સજા આપે છે, અને ઈન્નાલિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજીઉન પઢવાથી તેમજ દુઆ અને ઈસ્તિગ્ફાર કરવાથી રહમતો પણ ઉતારે છે અને આ પણ હકીકત છે કે ઘરવાળાઓના રડવા-પીટવાના કારણથી અલ્લાહ તઆલા મચ્યિતને અઝાબ આપે છે. દિલ ચિંતિત હોવાથી મચ્યિતના ઉપર આંખથી આંસૂ વહાવવાની હદીસમાં ઈઝાઝત આવી છે. મચ્યિતને મોત પછી ચુંબનની પણ ઈજાઝત છે. જેમ કે આપે (સલ.) ઉસ્માન બિન મઝઉન (રદિ.)ને અને હઝરત અબૂબક્ર (રદિ.)એ આપ (સલ.)ને બોસો દીધો.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે જ્યારે તલ્હા ઈબ્ને બરા (રદિ.) બીમાર થયા તો હુઝૂર (સલ.) તેમની ઈયાદત માટે તશરીફ લઈ ગયા. જ્યારે તેમની મોતનો વખત આવ્યો તો હુઝૂરે (સલ.) ફરમાવ્યું કે તેમની વફાત બાદ વધુ વાર મચ્યિતને તેમના ઘરવાળાઓમાં ન રાખવામાં આવે. જલ્દીથી કબ્રસ્તાનમાં લઇ જઈ દફન કરવામાં આવે. તેમના માથા પર દફન પછી સૂરએ બકરહની

શરૂઆતની આયતો મુફલિહૂન સુધી પઢવામાં આવે અને પગની તરફ આમનર રસૂલુથી ખત્મે સૂરત સુધી પઢવામાં આવે. (બયહકી)

હુઝૂરે (સલ.) એહલે બૈત (ઘરવાળા) માટે ખાવા મોકલવાનો પણ પોતાની ઉમ્મતને હુકમ આપ્યો હતો. કારણ કે મુસીબતમાં મુબ્તલા હોવાના કારણે એ લોકો ઈન્તેઝામ કરવાથી લાચાર હોય છે.

આપ (સલ.)ની સુન્નતે તય્યીબા એ પણ હતી કે મય્યિતના ઘરવાળા આવવાવાળા લોકો માટે ખાવું તૈયાર ન કરાવે; પરંતુ તેમના માટે બીજા લોકો ખાવું બનાવે. કારણ કે જેમ કે ઉપર બયાન થયું તે લોકોને તે દિવસે પોતાના રન્જોગમથી જ ક્યાં ફુરસદ કે તે બીજાઓ માટે ખાવાનો ઈન્તેઝામ કરે, કરાવે. ઉમ્મતને હુઝૂર (સલ.)નો આ હુકમ એક અખ્લાકે હસનાની દલીલ છે. વાહ રે, ઈસ્લામ કે જેમાં કેટલીક બારીક વસ્તુઓનો ખ્યાલ રાખી તેના મુનાસિબ કેવા હુકમો બયાન કરવામાં આવ્યા છે.

હુઝૂર (સલ.)નો ઈરશાદ છે કે કોઈ મુસલમાન માટે જાઇઝ નથી કે કોઈ મય્યિતના ઉપર ત્રણ દિવસથી વધુ શોક મનાવે. હા, વિધવાના શોકની મુદ્દત ચાર મહિના અને ૧૦ દિવસ છે.

હુઝૂરે (સલ.) ફરમાવ્યું કે જેણે કોઇ મુસીબતમાં સંડોવાયેલની તઅઝિયત કરી તો તેને પણ એટલો જ સવાબ મળશે, જેટલો મુસીબતવાળાને મળે છે. (તિરમિઝી)

**મય્યિતને નવડાવવાનો મસ્નૂન તરીકો :–**

જે તખ્તા પર મય્યિતને નવડાવવામાં આવે તેને ત્રણ વખત પહેલાં લોબાનની ધુણી આપો. ત્યાર બાદ મય્યિતને તેના ઉપર સુવાડો. ચીરીને તેના બદનના કપડાં કાઢો. લુંગી અથવા બીજા કોઇ કપડાંને તેના બદન પર નાખી બદનના કપડાંને અંદર અંદર ઉતારી લો. પછી પેટને ધીમે ધીમે મસળો. (જે જગાએ તેની ઝિંદગીમાં હાથ લગાડવો જાઈઝ નથી મોત પછી પણ તે જગ્યાએ હાથ લગાડવો જાઈઝ નથી. હા, દસ્તાના સાથે તે જગ્યાઓને સાફ કરી લેવામાં આવે.) પછી તે જ દસ્તાનાથી ચાહે કોઇ નાપાકી નીકળી હોય અથવા ન નીકળી હોય માટીના ત્રણ અથવા પાંચ ઢેલાથી તેને ઇસ્તિન્જો કરાવો. પછી પાણીથી પાક કરાવો. પછી વુઝૂ કરાવો. એવી રીતે કે પહેલાં મોં ધોવાડો. પછી કોણી સહિત હાથ ધોવાડો. પછી માથાનો મસહ કરાવો. પછી બન્ને પગ ધોવાડો. પછી ત્રણ વખત રૂ ભીંજાવી દાંત અને મસોળાં પર ફેરવો. નાકના બન્ને માર્ગોમાં રૂ થી જ સફાઇ કરો. નાકમાં પાણી નાખવાની અથવા કુલ્લી કરાવવાની કોઈ જરૂરત નથી. (જો મય્યિત હેઝ અથવા નિફાસની હાલતમાં ઈન્તેકાલ કરે તો મોં અને નાકમાં પાણી પહોંચાડવું જરૂરી છે.) નાક, મોં અને કાનમાં રૂ મૂકી આપો. જેથી એ અવયવોમાં પાણી દાખલ ન થાય. જ્યારે વુઝૂ કરાવી ચૂકો તો માથાને સાબુથી અથવા ખરુ માટીથી અથવા જે વસ્તુથી પણ બરાબર સફાઇ થઈ શકે સાફ કરી પછી મય્યિતને ડાબી કરવટ સુવાડે. જેથી જમણો ભાગ પહેલાં ધોઇ શકાય. ત્યાર બાદ બોરડીના પાનો નાંખી ગરમ કરેલ પાણી માથાથી પગ સુધી ત્રણ વાર નાખે. અહિંયાં સુધી કે પાણી ડાબા ભાગ સુધી

આવી જાય. પછી જમણી બાજુ સુવાડે અને ડાબી બાજુ એ જ પ્રમાણે ત્રણવાર પાણી નાખે. અહિંયા સુધી કે પાણી જમણી બાજુ આવી જાય. ત્યાર પછી મય્યિતને પોતાના બદનથી ટેક આપી જરા બેસાડે. ફરીવાર બેસાડી પેટને ધીરેથી મસળે, દબાવે. જો કંઈ નાપાકી નીકળે તો રૂ થી સાફ કરી લે, તેના નીકળવાથી વુઝૂ અથવા ગુસલમાં કંઈ નુકસાન નથી. ગુસલને દોહરાવવાની કંઇ જરૂરત નથી. ત્યાર બાદ તેને ડાબી કરવટ સૂવાડે અને કાફૂર નાખેલું પાણી માથાથી પગ સુધી ત્રણ વખત નાખે. પછી પૂરા બદનને કોઈ કપડાથી લૂંછી નાખે. (દુર્રે મુખ્તાર)

જો બોરડીના પાન નાંખી પકાવેલ પાણી ન હોય તો સાદું અર્ધ ગરમ કાફી છે. ઘણું જ ગરમ પાણીથી ન નવડાવે. નવડાવવાનો જે તરીકો બયાન કર્યો તે મસ્નૂન ગુસલનો છે. કોઇ ફક્ત એક જ વખત પાણી વહાવી આપે તો પણ કાફી છે.

જ્યારે મય્યિતને કફન પર મૂકો તો માથા પર અત્તર લગાડો. જો મર્દ હોય તો દાઢી પર પણ લગાવો. પછી માથું, નાક, બન્ને હથેળી અને બન્ને ગૂંથણ અને બન્ને પગો પર કાફૂર લગાવી આપો. અમુક લોકો કફન પર અત્તર લગાવે છે. તેમજ અત્તરના ફાયાને કાનમાં રાખે છે, એ જહાલત છે. જે રીત શરીઅતમાં વર્ણવેલ છે એથી વધુ એક કદમ પણ આગળ ન વધવું જોઇએ.

મય્યિતના વાળોમાં ન કાંસકી કરવી જોઇએ તેમજ ન નખ કાપવા જોઇએ. બધી વસ્તુઓ એ જ પ્રમાણે રહેવા દો. (શરહે હિદાયહ)

બેહતર એ છે કે મય્યિતના કોઈ સગાં ગુસલ આપે અથવા કોઈ દીનદાર માણસ આપે. ગુસલ આપવાવાળાએ પછી ગુસલ કરી લેવું સુન્નત છે.

## કફનમાં કયા અને કેવા કપડાં હોવા જોઇએ ? :-

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે હઝરત રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે તમે લોકો સફેદ કપડાં પહેરા કરો. તે તમારા માટે સારા કપડાં છે અને એમાં જ તમારા મય્યિતોને દફનાવ્યા કરો. (તિર્મિઝી)

હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું કે, વધારે કિંમતી કપડાં કફનમાં ન વાપરો. કારણ કે તે ઘણાં જ જલદી ખત્મ થઇ જાય છે. (અબૂ દાવૂદ)

મર્દોના માટે ખાલિસ રેશમનું કફન અથવા રંગીન કપડું કફનમાં મકરૂહ છે. (બહિશ્તી ઝેવર)

મય્યિતને કફન આપવું ફર્ઝે કિફાયા છે. મર્દના માટે ત્રણ કપડાંમાં કફન આપવું સુન્નત છે. (૧) ઇઝાર (૨) કૂર્તો (૩) લિફાફો. ઇઝાર અને લિફાફો માથાથી લઈ પગ સુધી. કૂર્તો, બાંય અને કલી વગર ગરદનથી લઇ પગ સુધી હોવો જોઈએ.

ઓરતના માટે પાંચ કપડાં સુન્નત છે. (૧) કુર્તો (૨) ઇઝાર (૩) સરબન્દ (૪) ચાદર (૫) સીના બન્દ.
કુર્તો :— ખભાથી લઇ ગૂંથણો સુધી.
સીના બન્દ :— છાતીથી લઇ ગૂંથણ સુધી.
સરબન્દ (ઓઢણી) :— ત્રણ હાથ લાંબી બે વેંત પહોળી.
ઈઝાર :— ચાદર. માથાથી લઇ પગ સુધી.

## કફન પહેરાવવાનો સુન્નત તરીકો :-

કફનને એક વખત અથવા ત્રણ વખત અથવા પાંચ વખત પહેલાં ખૂશ્બૂથી ધૂણી આપે. મર્દના માટે પહેલાં લિફાફો પાથરે. તેના ઉપર પછી ઈઝાર રાખી તેના ઉપર મય્યિતને સૂવાડી પહેરાવે. ત્યાર બાદ માથા, દાઢી અને બદન પર ખૂશ્બૂ લગાવે. હા, જાફરાનની ખૂશ્બૂ લગાવે.

મય્યિતની પેશાની, નાક, બન્ને હાથ, બન્ને ગૂંથણ અને બન્ને કદમો પર કાફૂર લગાવે, ત્યાર બાદ ઈઝારને પહેલાં ડાબી બાજુથી ફેરવો એટલે ઉપર લઈ જમણી બાજુ લપેટો. જમણો છેડો ઉપર રાખો અને પછી કોઈ પટ્ટીથી ગાંઠ વાળો.

ઓરતના માટે પહેલાં ચાદર પાથરો. પછી ઈઝાર અને ઉપર લિફાફો પછી મય્યિતને તેના ઉપર સૂવાડો. પછી કુર્તો પહેરાવો. વાળોના બે હિસ્સા કરી બન્ને બાજુથી કુર્તાના ઉપર કરી આપો. ઓઢણી તેના માથા ઉપર ઓઢાડી બન્ને કિનારેથી તેના વાળોને તેના માથા ઉપરથી લઈ છૂપાવે. પછી તેના ઉપર ઈઝાર પછી લિફાફો પછી સીનાબન્દ. સીનાબન્દને બગલોના નીચેથી કાઢી ગૂંથણોના નીચે લપેટો, પહેલાં ડાબી બાજુ પછી જમણી બાજુ. ત્યાર પછી સીનાબન્દને બાંધી આપે. પછી ચાદર લપેટે. પહેલાં ડાબી બાજુ પછી કોઈ પટ્ટીથી માથા અને કમરને જરા બાંધી આપે. એક બન્દ પગો પર બાંધી આપે.

કફન અથવા કબરમાં અહદનામું, પોતાના પીરનો શજરો અથવા કોઈ દુઆ રાખવું ઠીક નથી. એ જ પ્રમાણે કફન પર રોશનાઈથી અથવા કાફૂર વગેરેથી પહેલો કલિમો લખવો પણ દુરુસ્ત નથી.

## જનાઝો લઇ જવાનો સુન્નત તરીકો :–

જનાઝો લઈ જવાનો સુન્નત તરીકો એ છે કે જનાઝો ઉઠાવતી વખતે બિસ્મિલ્લાહ પઢે અને ચાર આદમી ચારે પાયા પકડીને ચાલે. દસ દસ કદમ પર કાંધો બદલે.

સરહાનાનો પાયો પહેલાં જમણા ખભા પર, ત્યાર બાદ પાછળનો પાયો, પછી ડાબો ખભો સરહાનાનો. પછી પાછળનો ખભો. એ જ પ્રમાણે જનાઝો લઈને જલ્દીથી ચાલવું જોઇએ. હા, એટલા બધા જલ્દીથી ન ચાલે કે જનાઝો હલવા લાગે. જનાઝાનું સરહાનું આગળ રહેવું જોઇએ.

સાથે ચાલવાવાળા પાછળ ચાલે એ વધારે સારું છે. આગળ ચાલવું પણ જાઈઝ છે.

જનાઝાની સાથે ખામોશીથી ચાલે, વાતચીત કરવું મકરૂહ છે. (મોટા અવાજે દુઆ પઢવી પણ મકરૂહ છે.)
(બેહિશ્તી ગૌહર)

કબ્રસ્તાનમાં જનાઝો રાખવાથી પહેલાં બેસવું પણ મકરૂહ છે. (બેહિશ્તી ગૌહર)

અફઝલ એ છે કે જ્યાં સુધી દફન કરી કબર બરાબર ન બનાવી લે ન બેસે.

## જનાઝાની સાથે ચાલવું અને નમાઝે જનાઝા :–

હઝરત અબૂ હુરૈરહ (રદિ.) હુઝૂર (સલ.)થી રિવાયત બયાન કરે છે કે જે આદમી ઈમાનની સિફતના સાથે અને સવાબની નિય્યતથી જનાઝાની સાથે ચાલે અને જનાઝાની સાથે રહે અહિંયાં સુધી કે જનાઝાની નમાઝ પઢે અને



દફનથી ફારિગ થઈ જાય તો તે સવાબના બે કિરાત લઈ પાછો ફરશે જેમાંથી હર કિરાત ઉહદ પહાડના બરાબર હશે અને જે આદમી ફક્ત જનાઝાની નમાઝ પઢી પાછો ફરી જશે તો તે એક કીરાત સવાબમાં લઈને પાછો ફરશે. (મુસ્લિમ શરીફ)

**નમાઝે જનાઝા :-**

નમાઝે જનાઝા ફર્ઝે કિફાયહ છે. (પૂરી વસ્તીમાંથી અમુક માણસો નમાઝ પઢશે તો તમામની ઝિમ્મેદારી અદા થઈ જશે અને જો કોઈ જ નહીં પઢે તો તમામ લોકો ગુનેહગાર છે.

નમાઝે જનાઝાના માટે શર્ત એ છે કે મય્યિત સામે હોય. ઈમામ મય્યિતની છાતીના સામે ઊભા રહે. સફો એકી રકમમાં હોય.

જો વુઝૂનો વખત ન મળે અને નમાઝે જનાઝા વુઝૂ કરવા જવામાં જતી રહેવાનો ભય હોય તો તયમ્મુમ કરી નમાઝ પઢે.

નમાઝે જનાઝામાં એ હેતુથી વિલંબ કરવો કે જમાત વધે તો તે મકરૂહ છે. (બેહિશ્તી ગૌહર)

**નમાઝે જનાઝાના ફરાઈઝ :-**

નમાઝે જનાઝામાં બે ચીઝો ફર્ઝ છે.

૧. ચાર વખત અલ્લાહુ અકબર કહેવું. હર તકબીર એક રકઅતના બરાબર છે.
૨. ઊભા રહી નમાઝ પઢવી. જેમ કે ફર્ઝ, વાજીબ નમા-



જેમાં કિયામ (ઊભા રહેવું) ફર્ઝ છે.

**નમાઝે જનાઝામાં ત્રણ ચીજો સુન્નત છે :**

૧. અલ્લાહ તઆલાની તઅરીફ.
૨. હુઝૂર (સલ.) પર દુરૂદ.
૩. મચ્યિતના માટે દુઆ.

**નમાઝે જનાઝા પઢવાની રીત :-**

પહેલાં કાનો સુધી હાથ ઉઠાવી અલ્લાહુ અકબર કહી હાથ બાંધી લે.

સના પઢવામાં વતઆલા જદ્દુક પછી "વજલ્લ સનાઉક"-નો વધારો કરે. પછી હાથ ઉઠાવ્યા વગર અલ્લાહુ અકબર કહે. જે દુરૂદ યાદ હોય પઢે. બેહતર તે છે કે દુરૂદે ઈબ્રાહીમ પઢે, જે નમાઝમાં અત્તહિય્યાત પછી પઢવામાં આવે છે. પછી ત્રીજા વખતે હાથ ઉઠાવ્યા વગર અલ્લાહુ અકબર કહી આ દુઆ પઢે. (જો મચ્યિત બાલિગ મર્દ-ઓરત હોય) "અલ્લાહુમ્મગ ફિરલી હય્યિના વ મચ્યિતિના વ શાહિ-દિના વ ગાઈબિના વ સગીરિના વ કબીરિના વ ઝકરિના વ ઉન્સાના અલ્લાહુમ્મ મન અહ્‌યયતહુ મિન્ના ફઅહયિહી અલલ ઈસ્લામ વ મન તવફ્ફયતહુ મિન્ના ફતવફ્ફહુ અલલ ઈમાન."

જેને આ દુઆ યાદ ન હોય તે બીજી દુઆ પઢે. પછી અલ્લાહુ અકબર કહી પહેલાં જમણી બાજુ, પછી ડાબી બાજુ સલામ ફેરવે.

જો મચ્યિત નાબાલિગ છોકરો હોય તો આ દુઆ પઢે :-
"અલ્લાહુમ્મજ અલહુ લના ફરતંવ વજઅલ્હુ લના અજ-

રંવ વ ઝુખરંવ વ જઅલ્હુ લના શાફિઅંવ્ વ મુશફ્ફઆ."

જો મય્યિત નાબાલિગ છોકરી હોય તો આ દુઆ પઢે: અલ્લાહુમ્મજ અલ્હા લના ફ્રતંવ વ જ અલ્હા લના અજરંવ વ ઝુખરંવ વ જઅલ્હા લના શાફિઅંતવ્ વ મુશફ્ફઅહ."

## દફ્નનો તરીકો અને તેના આદાબ :-

કબર ઓછામાં ઓછી મય્યિતના અર્ધા કદ બરાબર ખોદવી જોઇએ અને તેના લંબાઈના પ્રમાણે લાંબી ખોદવામાં આવે. બગ્લી કબર સન્દૂકી કબરથી બેહતર છે. હા, જમીન જો વધુ પડતી નરમ હોય, જેથી કબર ઉપરથી બેસી જવાનો ખતરો હોય તો બગ્લી ન ખોદવામાં આવે. (દુર્રે મુખ્તાર)

[મય્યિતને કોઈ સન્દૂકમાં રાખી દફ્ન કરવું પણ જાઇઝ છે. સન્દૂક પથ્થરની હોય, લાકડાની હોય, લોઢાની હોય વાંધો નથી, પણ બેહતર એ છે કે સન્દૂકમાં માટી બિછાવી દેવામાં આવે.] — ઉઆરા

મય્યિતને પહેલાં કબરના કિનારા પર કિબ્લા તરફ ઉતારવામાં આવે. ત્યાર બાદ જ્યારે કબરમાં ઉતારે ત્યારે "બિસ્મિલ્લાહિ વઅલા મિલ્લતિ રસૂલિલ્લાહ" (સલ.) પઢી પછી મય્યિતને જમણી કરવટ કિબ્લા તરફ સૂવાડવામાં આવે. કફ્નની ગાંઠ ખોલી આપે, પછી કબર તખ્તાથી બંધ કરી આપે. પછી માથા તરફથી માટી નાખવાની શરૂઆત કરે. દરેક માણસને ત્રણ વખત મુઠ્ઠી ભરી માટી કબરમાં નાખવી જોઇએ. પહેલા વખત માટી નાખે ત્યારે મિન્હા ખલક્નાકુમ, બીજા વખતે વફીહા નુઈદુકુમ અને ત્રીજા વખતે વ મિન્હા નુખ્રિજુકુમ તારતન ઉખરા કહે. કબરને ઊંટના કોહાન બરા-

બર ઊંચી કરી તેના ઉપર પાણી છાંટે. કબરના સરહાને સૂરએ બકરહની શરૂઆતની આયતો મુફ્લિહૂન સુધી અને પગોના તરફ છેવટની આયતો આમનર રસૂલથી પૂરી સૂરત સુધી પઢે. કબરની સામે હાથ ઉઠાવી દુઆ માંગવી જાઈઝ નથી. (બેહિશ્તી ગૌહર) ઓરતને કબરમાં રાખતી વખતે પડદો કરવો મુસ્તહબ છે. દફ્ન કરી રહ્યા પછી કબર ઉપર થોડીવાર થોભી મય્યિતના માટે ઈસ્તગ્ફાર તેમજ દુઆ કરવી મુસ્તહબ છે. તેમજ કુર્આન મજીદની તિલાવત કરી સવાબ પહોંચાડવો જોઇએ. કબરને એક બાલિશ્ત (વેંત)થી ઊંચી કરવી મકરૂહે તહરીમી છે. યાદદાશ્ત માટે કોઈ ચીઝ કબર પર રાખવી જાઈઝ છે. શર્ત એ કે એની જરૂરત હોય.

## દફ્નનો વખત :-

હુઝૂર (સલ.) મય્યિતને સૂરજ ઉગવાના વખતે, તેના આથમવાના વખતે તેમજ બરાબર માથા ઉપર હોય એ ત્રણે વખતોમાં દફ્ન ન ફરમાવતા.

## કબરો પર ચાલવા તેમજ બેસવાની મનાઇ :-

હદીષ શરીફમાં કબર પર ચાલવા તેમજ બેસવાની મનાઈ ફરમાવેલી છે.

## કબ્રસ્તાનમાં દાખલ થવાની દુઆ :

"અસ્સલામુ અલયકુમ યા અહલલ્કુબૂરિ યગ્ફિરૂલ્લાહુ લના વ લકુમ અનતુમ લના સલકુન વનહનુ બિલ્અસર" પછી જે કંઇ પઢી સવાબ પહોંચાડે. દા. ત. સૂરએ ફાતિહા, આયતુલ કુર્સી, સૂરએ તબારક, સૂરએ યાસીન, સૂરએ

અલ્હાકુમુત્તકાસુર, કુલ હુવલ્લાહ વિગેરે પઢી એનો સવાબ સાહિબે કબરને પહોંચાડે.

## તઅઝિયત :–

જે ઘરમાં ગમી હોય ત્યાં ૩ દિવસ જઈ ઘરવાળાઓને સબ્રની તલકીન કરવી તેમજ તસલ્લી આપવી સુન્નત છે.

## ઇસાલે સવાબ :–

કોઈ દિવસને નક્કી કર્યા વગર ગમે તે ટાઈમે કુર્આન પઢી મય્યતને સવાબ પહોંચાડતા રહે. મિસ્કીન, ફકીરની મદદ કરે, શર્ત એ કે હલાલ માલથી હોય.

## વુઝૂનો સુન્નત તરીકો :–

વુઝૂ કરવાવાળાને વુઝૂ કરવાથી પહેલાં નિય્યત કરી લેવી જોઇએ. એનાથી સવાબ વધી જાય છે. વુઝૂ કરતી વખતે કિબ્લા તરફ કોઈ ઊંચી જગ્યાએ બેસે, જેથી વુઝૂના છાંટા કપડાં ઉપર ન પડે.

* બિસ્મિલ્લાહિલ્અલિય્યીલ અઝીમ વલ્હમ્દુલિલ્લાહિ અલા દીનિલ ઇસ્લામ પઢે.
* પછી બન્ને હાથોને પહોંચા સુધી ધોવે.
* મિસ્વાક કરે. જો મિસ્વાક ન હોય તો આંગળીથી દાંતોને સાફ કરે, અને ત્રણ વખત કોગળા કરે, એવી રીતે કે પૂરા મોંઢામાં પાણી પહોંચી જાય. હા, જો રોઝો હોય તો ગળગળો ન કરે, જેથી પાણી હલકમાં ન ઉતરી જાય. [illegible]

* પછી ત્રણ વખત નાકમાં પાણી પહોંચાડે અને ડાબા હાથથી નાક સાફ કરે.
* પછી ત્રણ વખત મોં ધુએ, કપાળના વાળોથી દાઢીના નીચે સુધી અને એક કાનની ટીસીથી બીજા કાનની ટીસી સુધી. ચહેરો ધોતી વખતે દાઢીનો ખિલાલ કરે, અને ચહેરાને એવી રીતે ધુએ કે કોઈ બાલ પણ સૂકો રહેવા ન પામે.
* પછી ત્રણ વખત જમણો હાથ કોણી સહિત ધુએ, પછી ડાબો હાથ પણ કોણી સહિત ધુએ.
* પછી એક વખત પૂરા માથાનો મસહ કરે, કાનની અંદરની બાજુ કલિમહની આંગળીથી અને કાનની ઉપર અંગૂઠાથી મસહ કરે, પછી આંગળીઓની પીઠ તરફથી ગરદનનો મસહ કરે. હા, ગળાનો મસહ ન કરે. કાનોના મસહ માટે નવું પાણી લેવાની જરૂરત નથી.
* પછી ત્રણ વખત જમણો પગ ગૂંટીઓ સાથે ધુએ. પછી ત્રણ વખત ડાબો પગ ધુએ અને ડાબા હાથની સૌથી નાની આંગળીથી પગની આંગળીઓમાં ખિલાલ કરે-આ વુઝૂનો સુન્નત તરીકો છે. (બેહિશ્તી ઝેવર)

**વુઝૂના મસાઇલ :-**

* વુઝૂના અવયવોને ખૂબ રગડીને ધોવા જોઇએ.
* વુઝૂ લગાતાર કરવું જોઇએ. એટલે કે એક અવયવ ધોઇને બીજા અવયવ ધોવામાં વાર ન લગાડવી જોઇએ.
* વુઝૂ તરતીબવાર કરવું જોઇએ.



**વુઝૂના આદાબ :-**

દરેક અવયવ ધોતી વખતે તે વખતની મસ્નૂન દુઆ પઢે બિસ્મિલ્લાહ પઢવા પછી પઢે. અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી જઅલ લ માઅ તુહૂરા.

કુલ્લી કરતી વખતે :- અલ્લાહુમ્મસ્કીની મિન હવઝિ નબિય્યીક કઅસન લા અઝમઉ બઅદ અથવા અલ્લાહુમ્મ અઇન્ની અલા ઝિકરિક વશુકરિક વ તિલાવતિ કિતાબિક પઢે.

નાકમાં પાણી નાખતી વખતે :- અલ્લાહુમ્મ અરીહની રાઈહતલ જન્નતિ વલા તુરિહની રાઈહતન્નાર.

મોં ધોતી વખતે :- અલ્લાહુમ્મ બય્યી ઝવજહી યવમ તબ્યઝ્ઝુ વુજૂહું વ વ તસ્વદ્દુ વુજૂહુન.

જમણો હાથ ધોતી વખતે :- અલ્લાહુમ્મ અઅતિની કિતાબી બિયમીની વહાસિબ્ની હિસાબંય યસીરા.

ડાબો હાથ ધોતી વખતે :- અલ્લાહુમ્મ લા તુઅતીની કિતાબી બીશીમાલી વલા મિન વરાઈ ઝહરી.

માથાનો મસહ કરતી વખતે :- અલ્લાહુમ્મ હર્રિમ શઅરી અલન્નાર વ અઝીલ્લીની તહત ઝિલ્લી અર્શિક યવમ લા ઝિલ્લ ઈલ્લા ઝિલ્લુ અર્શિક.

કાનને મસહ કરતી વખતે :- અલ્લાહુમ્મજ અલની મીનલ્લઝીન યસમઉનલ કૌલ ફ યત્તબિઉન અહસનહ.

ગરદનનો મસહ કરતી વખતે :- અલ્લાહુમ્મ અઅતીક રકબતી મીનન્નાર.



જમણો પગ ધોતી વખતે :– અલ્લાહુમ્મ સબ્બિત કદમી અલસ્સીરાતી યવમ તઝીલ્લુલ અકદામ.

ડાબો પગ ધોતી વખતે :– અલ્લાહુમ્મજઅલની ઝમ્બી મગ્ફુરા વ સઅયી મશ્કુરા વ તીજારતી લન તબૂર.

જ્યારે વુઝૂથી ફારિગ થાય તો આ દુઆ પઢે :

અશ્હદુઅલ્લા ઇલાહ ઈલ્લલ્લાહુ વઅશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વરસૂલુહ. (મુસ્લિમ)

પછી આ દુઆ પઢે :– અલ્લાહુમ્મજઅલની મિનત્તવ્વાબિન વજઅલની મિનલ મુતતહ્હિરીન વજઅલની મિન ઈબાદિકસ્સાલિહીન. (તિરમિઝી)

## તયમ્મુમનો તરીકો :–

પોતાના બંને હાથ જમીનની ઉપર મારે અને તેને ઝાટકી આપે, જેથી વધુ પડતી માટી લાગેલી હોય તો નીચે પડી જાય, પછી પોતાના બંને હાથોને ચેહરા પર સારી રીતે ફેરવી આપે. પછી બંને હાથોને ફરીથી માટી પર મારી બંને હાથો પર કોણીઓ સહીત ફેરવી આપે.

(સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

## તયમ્મુમના ત્રણ ફેરજ છે :–

[૧] નિય્યત કરવી [૨] બન્ને હાથ જમીન પર મારી ચહેરો મલવો [૩] બન્ને હાથ જમીન પર મારી બન્ને હાથો પર કોણીઓ સહિત મલવા. (બેહિશ્તી ઝેવર)

વુઝૂ અને ગુસલ બન્ને માટે તયમ્મુમનો એક જ તરીકો છે. (બેહિશ્તી ઝેવર)



**નમાઝનો તરીકો :-**

હઝરત રસૂલુલ્લાહ (સલ.) જ્યારે નમાઝ માટે ઊભા થતા ત્યારે અલ્લાહુ અકબર કહેતા અને આ તકબીરના સાથે બન્ને હાથ કાનો સુધી ઉઠાવતા અને હાથને બાંધતા હતા. એવી રીતે કે ડાબા હાથની ઉપર જમણો હાથ અને નાફ (ડૂંટી)ના નીચે મૂકતા હતા. એ જ પ્રમાણે આપણે પણ નમાઝ અદા કરવાની છે. હાથ બાંધી રહ્યા પછી સના પઢતા.

**સના :-** સુબ્હા નકલ્લાહુમ્મ વબીહમ્દીક વતબા- રકસ્મુક વતઆલા જદ્દુક વલા ઇલાહ ગયરૂક. ત્યાર પછી અઊઝુબિલ્લાહિમીન શશયતાનીર્રજીમ. બિસ્મીલ્લાહિર્રહમા- નીર્રહીમ પઢતા.

ત્યાર પછી સૂરએ ફાતિહા પઢતા, એટલે કે અલ્હમ્દુની સૂરત. તેના છેવટે આમીન કહેતા. ત્યાર પછી હુઝૂર (સલ.) કુર્આનની કોઇ સૂરત એની સાથે મીલાવતા, ફરી જ્યારે આપ સૂરત પઢી ફારિગ થતા તો અલ્લાહુ અકબર કહેતા. રુકૂઅમાં જતા. રુકૂઅમાં ત્રણ વખત યા પાંચ વખત સુબ્હાન રબ્બિયલ અઝીમ પઢતા. પઢીને જ્યારે ફારિગ થતા તો સમીઅલ્લાહુલિમન હમીદહ કહેતા ઊભા થતા. રુકૂઅમાં બન્ને હાથની હથેળીઓને ખૂબ જમાવી મજબૂતીના સાથે ગૂંથણોને પકડતા અને આંગળીઓને છૂટ્ટી ખોલીને મૂકતા હતા.

ઉલમા ફરમાવે છે કે નમાઝમાં આંગળીઓની ત્રણ હાલતો છે. એક રુકૂઅની હાલત, ખૂબ ખોલીને ગૂંથણ પર મૂકવી જોઇએ. બીજી સિજદહની હાલત, મીલાવીને રાખવી જોઇએ. ત્રીજી આમ હાલતો ચાહે કિયામ હોય કે કાયદહ આંગળીઓને પોતાના હાલ પર છોડવી જોઇએ.





રુકૂઅમાં હઝરત (સલ.) પોતાના બાજુઓને પહેલૂથી અલગ રાખતા અને પોતાની પીઠને સીધી રાખતા હતા અને માથા મુબારકને પીઠની બરાબર એટલે કે ન ઊંચું કે ન નીચું, બરાબર રાખતા હતા અને જ્યારે રુકૂઅથી માથું ઉઠાવતા તો ત્યાં સુધી સિજદહમાં ન જતા જ્યાં સુધી કે બરાબર ઊભા ન થઈ જતા. એને કવમહ કહેવામાં આવે છે, જેમાં સમીઅલ્લા હુલિમન હમીદહ કહેતા અને સાથે રબ્બના લકલ હમ્દ પણ પઢતા. ત્યાર પછી અલ્લાહુ અકબર કહેતા સિજદહમાં જતાં ગૂંથણોને પહેલાં જમીન ઉપર મૂકતાં. ત્યાર પછી હાથોને, ત્યાર પછી નાકને અને ત્યાર પછી પેશાની મુબારક રાખતા. સિજદહમાં જાંઘો અને પેટ એટલું દૂર રાખતા કે બકરીનું બચ્ચું અંદરથી પસાર થઈ શકે. સર મુબારકને બંને હાથોની વચમાં રાખતા હતા. પગની આંગળીઓ પણ કિબ્લહ તરફ હોતી. ઓછામાં ઓછું સિજદહમાં ત્રણ વખત સુબ્હાન રબ્બિયલ અઅલા પઢતા હતા અને જ્યારે સિજદહથી માથું ઉઠાવતા તો જ્યાં સુધી બરાબર બેસી ન જતા બીજા સિજદહમાં ન જતા હતા. એને જલસહ કહેવામાં આવે છે. જ્યારે કિયામ લાંબો હોય તો રુકૂઅ-સિજદહ પણ લાંબો હોતો. (મદારિજ)

ત્યાર પછી આપ સિજદહમાંથી બીજી રકાત માટે અલ્લાહુ અકબર કહેતા ઊભા થઇ જતા અને આ જ પ્રમાણે સિવાય શરૂમાં સના અને અઊઝુબિલ્લાહના બીજી રકાત પૂરી કરતા અને દર બે રકાતે અત્તહિય્યાત પઢતા. (મુસ્લિમ)

હઝરત (સલ.) જ્યારે સિજદહથી ઉઠતા તો જાંઘો ઉપર ટેક લગાવીને ઊભા થતા હતા અને સુન્નત એ છે કે બંને



હાથોને ગૂંથણ ઉપર રાખતા અને એનાથી જ સહારો લઈ ઊભા થતા હતા. હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે હઝરત (સલ.) ઊભા થતી વખતે જમીન ઉપર હાથથી ટેક લગાડવું પણ મના ફરમાવતા હતા. પણ કોઈ જરૂરત ઊભી થાય તો જાઈઝ છે. જેની રીતે કે ઘણી જ તકલીફ હોય, ટેક લગાવા વગર ઊભા થવાથી યા ઘડપણના કારણથી યા કમજોરીના કારણથી, વિગેરે.

જ્યારે આપ કાઈદહમાં બેસતા તો ડાબા પગને બિછાવી લેતા અને જમણા પગને ઊભો રાખતા. જ્યારે આપ અત્ત-હિય્યાત પઢતા તો બન્ને હાથ આપની બન્ને જાંઘો ઉપર રાખી લેતા. અત્તહિય્યાત આ પ્રમાણે છે :

અત્તહિય્યાતુ લિલ્લાહિ વસ્સલવાતુ વત્તય્યિબાતુ અસ્સલામુ અલયક અય્યુહન્નબીય્યુ વરહમતુલ્લાહિ વબરકાતુહ અસ્સલામુ અલયના વઅલા ઈબાદિલ્લાહિસ્સાલિહીન અશહદુઅન્લા ઇલાહ ઈલ્લલ્લાહુ વઅશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વરસૂલુહ.

અશહદુઅન્લા ઇલાહ પઢતી વખતે આપ પોતાની કલિમહની આંગળી મુબારકથી ઈશારો કરતા.

ઈશારો કરવાની રીત આ પ્રમાણે છે કે જમણા હાથની છેલ્લી આંગળી અને એની સાથેની આંગળીને આપ બંધ કરતા અને વચલી આંગળી અને અંગૂઠાનો આપ હલકો બનાવતા અને શહાદતની આંગળીને આપ ઉઠાવતા હતા અને ઇલ્લલ્લાહુ પઢતી વેળા આપ શહાદતની આંગળીને મૂકી દેતા હતા. (મદારિજ)

અત્તહિય્યાત પૂરી કરી આપ તરત જ દુરૂદ શરીફ પઢતા હતા. દુરૂદ શરીફ આ પ્રમાણે છે :

અલ્લાહુમ્મ સલ્લીઅલા મુહમ્મદીંવ વઅલા આલી મુહંમ-દીન કમા સલ્લયત અલા ઇબ્રાહીમ વઅલા આલી ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ્મજીદ–અલ્લાહુમ્મ બારિક અલા મુહમદીંવ વઅલા આલી મુહંમદીન કમા બારક્ત અલા ઇબ્રાહીમ વ અલા આલી ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ્મજીદ. (બુખારી)

ત્યાર પછી આ પ્રમાણે દુઆ પઢે :

અલ્લાહુમ્મ ઇન્ની ઝલમતુ નફ્સી ઝુલમન કસીરા. વલા યગફીરુઝઝુનૂબ ઇલ્લા અન્ત ફગફીરલી મગફીરતમ મીન ઇન્દિક વરહમની ઇન્નક અન્તલ ગફુરુર્રહીમ.

ત્યાર પછી છેલ્લે આપ (સલ.) સલામ ફેરવતા. આપ અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહ કહી સલામ ફેરવતા. જમણી બાજુ સલામ ફેરવતી વખતે ફરિશ્તા અને જમણી બાજુના લોકોની અને ડાબી બાજુ ફેરવતી વખતે ડાબી બાજુના લોકોની નિય્યત કરતા. હુઝૂર (સલ.) પોતાની આંખ મુબારક નમાઝમાં ખુલ્લી રાખતા હતા. (મુસ્લિમ)

સલામ ફેરવ્યા પછી આપ (સલ.) ત્રણ વખત અસ્તગ-ફિરુલ્લાહ પઢતા અને પછી અલ્લાહુમ્મ અન્તસ્સલામ વમિન્કસ્-સલામ તબારક્ત યા ઝલજલાલિ વલ ઇકરામ પઢતા.

**મસ્નૂન વઝાઇફ :–**

હઝરત (સલ.)એ મુસ્લિમ બિન હારિસને ખાસ નસીહત ફરમાવી કે જ્યારે તમો મગ્રિબની નમાઝ પઢી ચૂકો તો કોઈનાથી વાત કરતા પહેલાં સાત વખત આ દુઆ પઢો : અલ્લાહુમ્મ અજિરની મિનન્નાર

એવી જ રીતે ફજરની નમાઝ પઢી રહ્યા પછી પણ આ દુઆ પઢો. જો તે દિવસે અથવા રાતે તમારી મોત મુકદ્દર હશે તો દોઝખથી તમારો બચાવ કરી લેવામાં આવશે. (ઈબ્ને માજહ, અબુદ મઆદ)

હઝરત (સલ.)એ ફરમાવ્યું કે દરરોજ સવાર–સાંજ ત્રણ ત્રણ વખત આ દુઆ પઢો :

★ બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મઅ ઇસ્મિહી શયઉન ફિલ્અરદિ વલા ફિસ્સમાઈ વહુવસ્સમીઉલ અલીમ. તો તે દિવસે અને રાતે હર બલાથી મહફૂઝ રહેશે.

★ રદિતુ બિલ્લાહિ રબ્બંવ વ બિલ ઇસ્લામી દીનંવ વબિ મુહમ્મદિન (સલ.) નબીય્યંવ વરસૂલા.

દરરોજ મજકૂર દુઆને પઢી લેવાથી અલ્લાહ તઆલા કિયામતના દિવસે એટલું ઈનામ આપશે કે પઢવાવાળો રાજી થઈ જશે. (હિસ્ને હસીન)

હઝરત (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ સવાર-સાંજ આ દુઆ પઢે તો તેણે જેમ કે પૂરા સાત દિવસની અલ્લાહ તરફથી અપાયેલ નેઅમતોનો શુક્ર અદા કર્યો.

અલ્લાહુમ્મ મા અસ્બહ બી મિન નેઅમતિન અવ બી અહદીમ મિન ખલકીક ફમિન્ક વહદક લા શરીક લક લકલ હમ્દ વલકશ્શુક્ર. (મઆરિફુલ હદીષ)

હઝરત મઆઝ (રદિ.) ફરમાવે છે કે હઝરત (સલ.)એ મારો હાથ પકડીને ફરમાવ્યું કે હે મઆઝ ! મને તમારાથી મુહબ્બત છે. મેં અર્ઝ કરી કે હે અલ્લાહના રસૂલ ! મને પણ આપથી મહોબ્બત છે. હઝરત (સલ.)એ ફરમાવ્યું કે

એ મહોબ્બતના કારણથી તમને કહી રહ્યો છું કે આ દુઆ પઢી લેયા કરો, એને કદી પણ ન છોડો.

રબ્બિઈ અઈન્ની અલા ઝિકરિક વ શુકરીક વહુસ્નિ ઈબાદતિક. (અબૂ દાવૂદ, નસઈ)

**તસ્બીહે સામોસહર :-**

હઝરત (સલ.)એ આ કલિમાત પોતાની સાહબઝાદી હઝરત ફાતિમહ (રદિ.)ને તે વખતે શીખવ્યા જ્યારે તે એક ગુલામ તલબ કરવા માટે હાજર થયાં. આપે ફરમાવ્યું કે રાત્રે સૂતી વખતે ૩૩ વખત સુબ્હાનલ્લાહ, ૩૩ વખત અલ્હમ્દુલિલ્લાહ અને ૩૪ વખત અલ્લાહુ અકબર અને એક વખત લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલ-મુલ્કુ વલહુલ હમ્દુ વહુવ અલા કુલ્લી શયઈન કદીર.

(ઝાદુલ મઆદ)

**પાંચ વખતની ફર્ઝ નમાઝો સાથે સુન્નતે મુઅક્કદહ :-**

હઝરત (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ ફર્ઝ નમાઝના સિવાય દિવસમાં બાર રકાત પઢશે તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેના માટે એક ઘર જન્નતમાં બનાવશે. ફર્ઝના સિવાય ૧૨ રકાતની તફસીર આ પ્રમાણે છે :

૨ સુન્નત ફજરના ફર્ઝ પહેલાં, ૪ સુન્નત ઝોહરના ફર્ઝ પહેલાં અને ૨ સુન્નત ઝોહરના ફર્ઝ પછી, ૨ સુન્નત મગ્રિબની ફર્ઝ પછી અને ૨ સુન્નત ઈશાના ફર્ઝ પછી.

(તિર્મિઝી)

**ફજરના બે સુન્નત :-**

હઝરત (સલ.)એ ફરમાવ્યું કે ફજરના બે રકાત ફર્ઝ પહેલાંની બે રકાત સુન્નત દુનિયા અને તેની દરેક વસ્તુથી વધીને છે. (મુસ્લિમ)

**સૂરજ નીકળ્યા પછી પઢવી જોઇએ :-** હઝરત (સલ.)એ ફરમાવ્યું કે જેણે ફજરની બે સુન્નત ફર્ઝ પહેલાં ન પઢી હોય તેણે તે રકાતોને સૂરજ નીકળ્યા પછી પઢવી જોઇએ. (તિરમિઝી)

**ઝોહરના ફર્ઝ પછી પઢવી :-** હઝરત રસૂલુલ્લાહ (સલ.) ઝોહરની ફર્ઝ પહેલાંની ચાર રકાત સુન્નત છૂટી જતી તો તેને ઝોહરના ફર્ઝ પછી પઢતા હતા. (તિરમિઝી)

**વિતર વાજિબ નમાઝ :-**

વિતરની કેટલી રકાત અને કયારે પઢવી ? હઝરત રસૂલુલ્લાહ (સલ.) ઈશાની નમાઝ બાદથી લઈ સુબ્હે સાદિકના તુલૂઅ સુધીમાં વિતરની ત્રણ રકાત અદા ફરમાવતા હતા. આ નમાઝ આપણા ઉપર વાજિબ છે. ઈશાની નમાઝ કઝા થઈ હોય તો ફર્ઝની સાથે વિતરની પણ કઝા કરવી જરૂરી છે.

**વિતરની નમાઝમાં સુન્નત કિરઅત :-** હઝરત (સલ.) ઇશા બાદ વિતરની નમાઝમાં પહેલી રકાતમાં સબ્બીહિસ્મ રબ્બીકલ અઅલા અને બીજી રકાતમાં કુલ યા અય્યુહલ કાફિરૂન અને ત્રીજી રકાતમાં કુલ હુવલ્લાહ પઢયા કરતા હતા અને કદી ત્રીજી રકાતમાં મુઅવ્વઝતૈન એટલે કુલ અઊઝુ-બિરબ્બિન્નાસ મલિકિન્નાસ અથવા કુલ અઊઝુબિરબ્બીલ

ફ્લક પઢતા હતા અને જ્યારે વિતરની સલામ ફેરવતા તો ત્રણ વખત સુબ્હાનલ્લ મલિકિલ કુદ્દુસ પઢતા હતા.

## વિતરમાં દુઆએ કુનૂત :

અલ્લાહુમ્મ ઇન્ના નસ્તઈનુક વનસ્તગ્ફીરુક વનુઅમિનુબિક વન તવક્કલુ અલયક વનુસ્ની અલયકલ ખયર વનશ્કુરુક વલા નકફુરુક વનખલઉ વનતરુકુ મંય્યફજુરુક અલ્લાહુમ્મ ઇય્યા કનઅબુદુ વલકનુસલ્લી વનસ્જુદુ વ ઇલયક નસ્આ વ નહફિદુ વનરજુ રહમતક વ નખ્શા અઝાબક ઇન્ન અઝાબક બિલ-કુફ્ફારી મુલ્હિક.

જેને આ દુઆએ કુનુત યાદ ન હોય તે આ દુઆ પઢયા કરે. રબ્બના આતિના ફિદ્દુનિયા હસનતંવ વ ફિલઆખિરતિ હસનતંવ વકિના અઝાબન્નાર.

અથવા ત્રણ વખત અલ્લાહુમ્મગ્ફિરલી પઢે અથવા ત્રણ વખત યા રબ્બી પઢે તો નમાઝ થઈ જશે.

(બેહિશ્તી ઝેવર)

**વિતર પછી બે રકાત નફલ :-** હઝરત (સલ.)ની આદતે મુબારક વિતર પછી બે રકાત બેસીને નમાઝ પઢવાની હતી. હઝરત (સલ.)થી કોઈએ સવાલ કર્યો. હઝરત (સલ.) ઊભા રહીને નમાઝ પઢવાનો સવાબ બેસવા કરતાં વધીને છે ? હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે હા, બેસવા કરતાં ઊભા રહેવાનો સવાબ તો બમણો જ છે. પણ મારી સાથે ખુદાનો મામલો જુદો છે. (મઆરિફુલ હદીષ)

## તહજ્જુદની નમાઝ :-

હઝરત રસૂલુલ્લાહે ફરમાવ્યું કે આપણો માલિક રબ તબારક વ તઆલા રાતના ત્રીજા હિસ્સામાં દરરોજ આસ્માને દુનિયા તરફ તવજ્જુહ ફરમાવે છે અને ઈરશાદ ફરમાવે છે કે, છે કોઈ દુઆ કરવાવાળો કે હું તેની દુઆ કબૂલ કરું ? કોણ છે જે મારાથી માંગે હું તેને આપું ! કોણ છે જે મારાથી મગ્ફિરત અને બક્ષિશ ચાહે કે હું તેની બક્ષિશ કરું ? (સહીહ બુખારી, મુસ્લિમ)

## ઈશરાક અને ચાશ્તની નમાઝ :-

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જે માણસે ફજરની નમાઝ જમાઅત સાથે અદા કરી અને પછી સૂરજ નીકળતાં સુધી ત્યાં જ બેસી રહ્યો અને અલ્લાહનો ઝિક્ર કરતો રહ્યો. પછી બે રકાત ઈશરાકની નમાઝ પઢી (બે નફલ ઈશરાકની નિય્યતથી) તો તેને એક હજ અને એક ઉમરહનો સવાબ મળશે. (હિસ્ને હસીન)

ઉલમાએ કિરામ ફરમાવે છે કે ચાશ્તની નમાઝ મુસ્તહબ છે. કદી પઢવી અને કદી છોડી દેવી જોઇએ. હઝરત (સલ.)ની આદતે મુબારક સામાન્ય રીતે નવાફિલમાં એવી જ હતી. નમાઝે ચાશ્તની સંખ્યામાં ઉલમાએ કિરામનો ઇખ્તિલાફ છે કે ઓછામાં ઓછી બે રકાત અને વધુમાં વધુ આઠ રકાત. હઝરત (સલ.)થી એટલી જ નકલ કરવામાં આવે છે. ચાશ્ત બાદ—અલ્લાહુમ્મગ્ફિરલી વરહમની વતુબ અલય્ય ઈન્નક અન્ત ત્તવ્વાબુર્રહીમ. (મદારિજ)



## અસરથી પહેલાં નવાફિલ :-

હઝરત (સલ.)એ ફરમાવ્યું કે અલ્લાહની રહમત થાય તે બંદા પર જે અસરથી પહેલાં ચાર સુન્નત પઢે.

(તિરમિઝી, મુસ્નદે અહમદ)

## અવ્વાબીનની નમાઝ :-

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ મગ્રિબ પછી અવ્વાબીનની ૬ રકાત નમાઝ પઢે તો તેના ગુનાહ માફ કરી દેવામાં આવે છે. પછી ભલે તે સમંદરના ઝાગ બરાબર હોય. (મઆરિફુલ હદીસ, મોઅઝમે તબરાની)

## ઓરતની નમાઝ :-

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે ઓરતની નમાઝ ઘરના અંદરના હિસ્સામાં બેહતર છે બાહિરના હિસ્સાથી અને બંધ ઓરડામાં બેહતર છે ખુલ્લા મકાનથી.

(અબૂ દાવૂદ)

## નમાઝીની આગળથી પસાર થવું :-

હઝરત (સલ.)એ ફરમાવ્યું કે જો કોઇ માણસને ખબર પડી જાય કે નમાઝીની આગળથી ગુજરવું કેટલા ગુનાહનું કામ છે તો તે પોતે સો વર્ષ ઊભા રહેવું પસંદ કરશે પણ તેની આગળથી જ્યારે તે નમાઝ પઢતો હોય, નહીં ગુજરે. (મિશ્કાત, ઇબ્ને માજહ)

## મરદ અને ઓરતની નમાઝમાં ફર્ક :-

❋ તકબીરે તહરીમા કહેતી વખતે મરદોને ચાદરથી હાથ



બહાર કાઢી કાનો સુધી લઈ જવા જોઇએ. જો શર્દી કે બીજા કોઈ કારણને લઇ અંદર રાખેલા હોય તો વાંધો નથી. જ્યારે ઓરત હર હાલમાં હાથોને અંદર રાખી તકબીર કહેશે. મરદો કાનો સુધી હાથ ઉઠાવશે, જ્યારે ઓરત ખભા સુધી.

* તકબીરે તહરીમા પછી મરદોએ દૂંટી નીચે હાથ બાંધવા જોઇએ, જ્યારે ઓરત છાતી ઉપર પોતાના હાથ બાંધી લેશે.

* મરદોએ જમણા હાથની નાની આંગળી અને અંગૂઠાનું વર્તુળ બનાવી ડાબા હાથના પહોંચાને પકડી લેવું જોઇએ અને ઓરતોએ ફક્ત જમણા હાથને ડાબા હાથ ઉપર મૂકી દેવું જોઇએ. હલકો બનાવી ડાબા હાથની કલાઇને પકડવી ન જોઇએ.

* મરદોએ રુકૂઅમાં સારી રીતે ઝુકી જવું જોઈએ કે જેથી માથું કમર બરાબર થઈ શકે અને ઓરતોએ એ પ્રમાણે ઝુકવું ન જોઇએ; બલ્કે ફક્ત એટલી મિકદાર (પ્રમાણમાં) કે હાથ ગૂંથણો સુધી પહોંચી જાય.

* મરદોએ રુકૂઅમાં પોતાની આંગળીઓ પહોળી કરી રાખવી જોઇએ. જ્યારે કે ઓરતોએ રુકૂઅમાં પોતાની આંગળીઓ ગૂંથણ ઉપર મીલાવી રાખવી જોઇએ.

* મરદોએ રુકૂઅમાં કોણીઓ પેહલૂથી અલગ રાખવી જોઈએ. જ્યારે કે ઓરતોએ કોણીઓ મેળવીને રાખવી જોઇએ.

* મરદોએ સિજદહમાં પેટ જાંઘોથી અને બાજુ બગલથી

અલગ રાખવું જોઈએ. જ્યારે ઓરતો બધી વસ્તુઓ મીલાવી રાખે.

* સિજદહમાં મર્દ પોતાની કોણીઓને જમીનથી ઊંચી રાખશે. જ્યારે કે ઓરતો જમીન ઉપર બીછાવી આપશે.
* મર્દોએ બન્ને પગ સિજદહમાં આંગળીઓને ટેકે ઊભા રાખવા જોઈએ. જ્યારે કે ઓરતોએ નહીં.
* મર્દો સિજદહમાં જમણો પગ પોતાની આંગળીઓના ટેકે ઊભો રાખશે અને ડાબો પગ બીછાવી એના ઉપર બેસશે. જ્યારે કે ઓરતો ડાબી સુરીન ઉપર બેસી બન્ને પગ જમણી બાજુ બહાર કાઢશે.
* ઓરતોને કદી પણ બલંદ અવાજથી કિરાત કરવાની ઈજાઝત નથી, બલ્કે હર વખત ધીમી કરશે.

(બેહિશ્તી ઝેવર)

**સલાતુત્તસ્બીહ :-**

હઝરત રસૂલુલ્લાહ (સલ.)એ એક દિવસ પોતાના કાકા હઝરત અબ્બાસ (રદિ.)થી ફરમાવ્યું કે એ મારા કાકા ! હું તમારી ખિદમતમાં એક કિંમતી હદિયો (ભેટ) પેશ કરું ? શું હું તમને એક ખાસ વાત બતાવું ? શું હું તમારી ૧૦ ખિદમતો અને દસ કામ કરું ? મતલબ એ કે શું હું તમને એક એવી વાત બતાવું કે જેનાથી ૧૦ ફાયદા હાસિલ થાય. તે એક એવો અમલ છે કે જ્યારે આપ તેને કરશો તો અલ્લાહ તઆલા તમારા બધા ગુનાહોને માફ કરશે. આગળના પણ પાછળના પણ, નવા પણ અને જૂના પણ, ભૂલથી થવાવાળા પણ અને જાણીબુઝીને થવા

વાળા પણ નાના અને મોટા, ઢંકાયેલા અને ખુલ્લા, બધાં જ ગુનાહ માફ કરશે. તે અમલ સલાતુત્તસ્બીહ છે. એને પઢવાની રીત એ છે કે આપ ચાર રકાત નફલ સલાતુત્ત-સ્બીહની નિય્યત કરો. કોલ બાંધી સના પઢો, પછી ૧૫ વખત સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલાહ ઇલ્લલ્લાહુ વલ્લાહુ અકબર પઢો, પછી સૂરએ ફાતિહા પઢી એની સાથે કોઇ સૂરત મીલાવો. પછી ઉપર બતાવેલ દુઆ ૧૦ વખત પઢો. પછી રુકૂઅમાં જાઓ. રુકૂઅમાં સુબ્હાન રબ્બિયલ અઝીમ પછી ઉપરની દુઆ ૧૦ વખત પઢો. પછી સમિઅ-લ્લાહુ લિમન હમીદહ અને રબ્બના લકલ હમ્દ કહી રહ્યા પછી ૧૦ વખત દુઆ પઢો. પછી તકબીર કહેતાં સિજદહમાં જાઓ અને સિજદહમાં સુબ્હાન રબ્બિયલ અઅલા પઢ્યા પછી એ દુઆ ૧૦ વખત કહો. પછી તકબીર કહી જલ્સહમાં એટલે ૨ સિજદહની વચમાં ૧૦ વખત કહો.પછી બીજા સિજદહમાં તસ્બીહ પછી ૧૦ વખત કહો. આમ કુલ મળી એક રકઅતમાં ૭૫ વખત અને પૂરી ચાર રકઅતમાં ૩૦૦ વખત આ દુઆ પઢો.

મારા કાકા! જો આપથી થઈ શકે તો દરરોજ આ નમાઝ પઢો, અને ન થઇ શકે તો જુમ્આના દિવસે પઢો. અગર એ પણ ન થઇ શકે તો પૂરા વર્ષમાં એક વખત પઢો, અને એ પણ ન થઇ શકે તો પૂરી ઝિંદગીમાં એક વખત પઢી લેયા કરો. (અબૂ દાવૂદ, ઈબ્ને માજહ)

**ઇસ્તિખારાની નમાઝ :-**

જ્યારે કોઇ કામ કરવાનો ઈરાદો કરે તો અલ્લાહથી જરૂર મશ્વેરો લઇ લેવો જોઈએ. હદીષ શરીફમાં એની

ઘણી જ તરગીબ આવી છે. હઝરત (સલ.) ફરમાવે છે કે અલ્લાહથી મશ્વેરો ન લેવો અને ઇસ્તિખારો ન કરવો બદબખ્તી અને કમનસીબી છે. કોઇ જગ્યાએ શાદી કરવી હોય અથવા કોઇ સફર કરવો હોય તો ઇસ્તિખારા વગર ન કરવું જોઇએ. ઇન્શાઅલ્લાહ, પોતાના કૃત્ય પર કદી પસ્તાવો નહિ થાય. (દુર્રે મુખ્તાર)

પહેલાં ૨ રકઅત ઇસ્તિખારાની નિય્યતથી પઢે અને પછી ખૂબ દિલથી દુઆ કરે અને આ દુઆ પઢે :

અલ્લાહુમ્મ ઇન્ની અસ્તખિરુક બિઇલ્મીક વ અસ્તક્‌દિરુક બિકુદરતિક વ અસ્અલુક મિન ફઝલિકલ અઝીમ ફઇન્નક તકદિરુ વલા અકદિરુ વતઅલમુ વલા અઅલમુ વ અન્ત અલ્લામુલ ગુયૂબ. અલ્લાહુમ્મ ઇન કુન્ત તઅલમ અન્ન હાઝલ અમ્ર ખયરુન લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી ફકદ્દીરહુ લી વ યસ્સીરહુ લી સુમ્મ બારિકહુ લી ફીહી–વઇન કુન્ત તઅ્લમ ઇન્ન હાઝલ અમ્ર શરરૂન લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી ફસ્રીફહુ અન્ની વસ્રીફની અન્હુ વ અક્દિર લિયલ ખયર હયસુ કાન સુમ્મ અર્દીં બિહી.

જ્યારે લફ્ઝ હાઝલ અમ્ર પર પહોંચે તો તેને પઢતી વખતે તે કામનું ધ્યાન કરે, જે કરવા ચાહે છે. ત્યાર પછી પાક–સાફ બિસ્તર પર કિબ્લા તરફ મોઢું કરી વુઝૂ કરીને સૂઇ જાય. જ્યારે સૂઇને ઉઠે ત્યારે

જે વાત મજબૂતીના સાથે દિલમાં આવે તે બેહતર છે, તેને જ કરવી જોઈએ. (દુર્રે મુખ્તાર ૭૧૮/૧)

અગર એક દિવસમાં કંઈ ખબર ન પડે, દિલના વસ્વસા દૂર ન થાય તો બીજા દિવસે પણ ઉપર મુજબ જ અમલ કરે. એવી રીતે સાત દિવસ સુધી કરે. ઈન્શાઅલ્લાહ જરૂર કામની ભલાઈ–બુરાઈ ખબર પડી જશે.

## ઇબાદતોને શણગારવી :–

૧. વુઝૂ સારી રીતે કરો, ભલે કોઇ વખત નફસને ના–પસંદ હોય. ૨. પેશાબ-પાખાના કરતી વખતે કિબ્લા તરફ મોં ન કરો, ન પીઠ. ૩. પેશાબના છાંટાઓથી બચો, એમાં બેદરકારીથી કબરમાં અઝાબ થાય છે. ૪. કોઈ દરમાં પેશાબ ન કરો, કદાચ એમાંથી સાંપ–વીંછી નીકળી આવે. ૫. જ્યારે સૂઈને ઉઠો તો જ્યાં સુધી હાથ સારી રીતે ન ધોઈ લો, કોઇ વાસણમાં હાથ ન નાંખો. ૬. જે પાણી તડકામાં ગરમ થયું હોય એને ન વાપરો, એનાથી કોઢની બીમારી થાય છે.

## નમાઝ :–

૧. નમાઝ સારી રીતે પઢો, રુકૂઅ અને સિજદહ બરાબર ઠીક ઠીક કરો. ૨. નકશો નિગાર જ્યાં હોય ત્યાં નમાઝ પઢવી સારી નથી. ૩. નમાઝીના આગળ કોઈ આડ હોવી જોઈએ. અગર કોઈ વસ્તુ ન હોય તો એક લાકડી પણ ઊભી કરી

હયો, જે ડાબી અથવા જમણી બાજુ ભંવની સામે હોય, બિલ–કુલ સામે જ ન રાખો. ૪. ફર્ઝ પઢીને સુન્નત બીજી જગ્યાએ પઢો. ૫. નમાઝમાં આમતેમ ન જુઓ. ઉપર પણ નજર ન ઉઠાવો. બગાસાને પણ થઈ શકે ત્યાં સુધી રોકો. ૬. જ્યારે પેશાબ–પાખાનાનો દબાવ હોય તો પહેલાં એનાથી ફારિગ થઈ જાઓ, પછી નમાઝ પઢો. ૭. વઝાઈફ અને નમાઝોનો એટલો જ મામૂલ બનાવો જેટલો નિભાવી શકો.

## ઝકાતનું બયાન :– ભાગ ૧

૧. ઝકાત થઈ શકે ત્યાં સુધી એવા લોકોને આપો જે આબરૂદાર છે અને માંગતા નથી. ૨ ખેરાતમાં થોડી ચીઝ દેવાથી શર્મ ન કરો, જે તોફીક થાય આપો. ૩. પોતાના સગાંવહાલાંને આપવાથી વધુ સવાબ મળે છે. એક ખેરાત કરવાનો, બીજો રિશ્તેદારો સાથે એહસાનનો. ૪. ગરીબો–પડોશીઓનો ખ્યાલ રાખ્યા કરો.

## રોઝાનું બયાન :–

૧. રોઝામાં બેહૂદા વાતો કરવી, લડવું–ભાંડવું ઘણું જ ખરાબ છે અને કોઈની ગીબત કરવી એનાથી મોટો ગુનોહ છે. ૨. જ્યારે રમઝાન શરીફના ૧૦ દિવસ બાકી રહે તો ઈબાદતમાં વધારો કરી આપો.

## કુર્આને પાકની તિલાવત :–

૧. જો કુર્આને પાક સારી રીતે ન પઢી શકો તો ગભરાઈને

ન છોડો. એવી હાલતમાં પઢવાથી બમણો સવાબ મળે છે.

૧. જો કુર્આન શરીફ પઢેલા હોય તો એને ન છોડો. નહિ તો ભૂલી જવાશે અને ભૂલવાથી ઘણો મોટો ગુનોહ થાય છે.

૨. કુર્આન પાક જીવ લગાડી ખુદાથી ડરી પઢો.

## દુઆ અને ઝિક્રનું બયાન :-

ખૂબ શૌકથી દુઆ માંગો, ગુનાહની ચીઝ ન માંગો, જો કબૂલ થવામાં વાર લાગે તો તંગ દિલ થઈ છોડી ન આપો. કબૂલ થવાનું યકીન રાખો. ગુસ્સામાં આવી પોતાની જાન-માલ અને અવલાદને બદદુઆ ન આપો. કદાચ કબૂલિયતની ઘડી હોય અને પાછળથી પસ્તાવું પડે. જ્યાં બેસી દુનિયા-દારીની વાતો થઈ હોય તો જરા થોડીવાર અલ્લાહ અને તેના રસૂલ (સલ.)નો ઝિક્ર પણ કરી લેયા કરો, નહીં તો તે બધું વબાલ બની જશે. વધુ ઈસ્તિગફાર પઢયા કરો. એનાથી રોજીમાં બરકત અને ગુનાહ માફ થાય છે.

## કસમ અને મન્નત :-

૧. અલ્લાહ તઆલાના સિવાય કોઈ પણ વસ્તુની કસમ ન ખાઓ. જેવી કે પોતાની અવલાદની, પોતાની તંદુરસ્તીની, પોતાના માલની વિગેરે. એ ઘણાં મોટા ગુનાહનું કામ છે.

જો ભૂલથી કહી તો તરત જ તૌબા કરી, કલિમો પઢી લ્યો. (બેહિશ્તી ઝેવર) ૨. અગર આ વાત સાચી ન હોય તો હું બેઈમાન થઇ જાઉં એવું હરગિઝ ન બોલો, ભલે તે સાચી વાત હોય. ૩. અગર ગુસ્સામાં કોઈ એવી કસમ ખાઈ લીધી કે તેનું પૂરું કરવું ગુનાહનું કામ છે તો કસમને તોડી કફ્ફારો અદા કરો. જેમ કે બાપ અથવા માં સાથે ન બોલવાની કસમ ખાઈ લીધી યા એવી બીજી કોઈ.

**લેવા-દેવાનું બયાન :-**

જો કોઈ મુસીબત-ઝદહ પોતાની કોઈ વસ્તુ તમારાથી મજબૂરીના લઇ વેચી રહ્યો હોય તો તેને જરૂરતમંદ સમજી ન દબાવો અને તે ચીઝને સસ્તામાં ન લઇ લો. તેની મદદ કરો અથવા યોગ્ય કિંમતથી તે વસ્તુ ખરીદો. ૨. જો તમારો કર્ઝદાર ગરીબ હોય તો તેને પરેશાન ન કરો; બલ્કે તેને મોહલત આપો. ૩. તમારા પાસે કોઈ વ્યક્તિના અમુક પૈસા લેણા છે, તમારામાં દેવાની તાકાત છે અને ખોટી રીતે ઢીલ કરો તો એ ઘણો મોટો ગુનોહ અને ઝુલ્મ છે.



*** સમાપ્ત ***